# સબરસ

( ગીતો અને ગઝલોનો સંગ્રહ )

: કર્તા :

'અમીન આઝાદ'

આવૃત્તિ પહેલી
૧૯૪૬

પ્રત
૧૦૦૦

મૂલ્ય રૂા. સવા

પ્રાપ્તિસ્થાન :
અમીન આઝાદ
ભડરી રોડ–સુરત

# બે બોલ

લેખક : મુરબ્બી, પ્રાધ્યાપક
મોહનલાલ પાર્વતીશંકર દવે
(એમ. એ. એલ એલ. બી.)

દીવાળીના દિવસો આવ્યા અને ગયા. એ દીવાળીના દીપકો ધનવાનોના પ્રા[illegible]દોને ભલે દીપાવે! ગીતો અને ગઝલોના આ સંગ્રહ 'સમરસ'ને પ્રકટ કરતા ભાઈ 'અમીન આઝાદ'ને એ દીવાળી આનંદ આપી શકતી નથી. ગુલામીની ગમગીનીમાં [illegible] એમના દિલને તો [illegible] છે, એ કહે છે:

'[illegible] આરતી [illegible] આવતી તો
[illegible] સમજું [illegible] દિવાળી.'

[illegible] ત્યાં સુધી હિંદુઓ [illegible] ઈદથી હરખાય, ભાઈ [illegible]

'ગુલામી [illegible] તહેવાર બાકી છે.'

એ [illegible] આ દેશની જનતાને એમનુ ઉદ્દબોધન છે કે

'સૌ હિંદુ મુસ્લિમના દિલના એ મતભેદો દફનાવી દો
ભૂલી ગયા માનવ માનવતા એ માનવતા સમજાવી દો
ના ભાવ મળે જે ભાવીમાં એ ભાવીને શુંગળાવી દો
ઉ[illegible] અને ભૂમિ ભારતની કંઈ એવું ભાવી બનાવી દો
આઝાદ ફરીથી ભારતને ભરતના વીર બનાવી દો.'

અત્યારે-હાલમાં તો આપણા હાલ કેવાં છે!

'અમારા હાલ એવા હાલ છે [illegible] જેવા છે
અમારી આત્મા પણ ઢંગ તો ગઈ કાલ જેવા છે.
જીવિત મુડદાઓ જેવા હિંદના ઈન્સાન છે જાણે
ને હિંદુસ્તાન મોટું એક કબ્રસ્તાન છે જાણે.'

આ આપણી જે દુર્દશા છે—

'બસો વર્ષનો રોગ છે એ પુરાણો'

દર્દની દવા દાખવતી રચના આ સંગ્રહને મોખરે વિરાજે છેઃ—

'ભારત મારો દેશ, વિદેશી; ભારત મારો દેશ
તારો, તારો દેશ, વિદેશી; ભારત મારો દેશ'

ભારત તો મારો દેશ છે, તારો તો તારો જે દેશ (બ્રિટન) તે જ તારો, દેશની કંગાલિયત તારે લીધે છે, કેળવણીની ખામીઓ તારે લીધે છે, અને

'તારાથી છે ક્લેશ, વિદેશી; ભારત મારો દેશ'

વખત ઝડપથી બદલાતો જાય છે. 'વિદેશી'એ ગાંસડાં પોટલાં બાંધવા માંડ્યા છે. પોતાની વિદાયનો નિશ્ચિત સમય પણ એણે જાહેર કરી દીધો છે. આઝાદી જાણે આપણે ઉંબરે આવી પહોંચી છે. ભાઈ 'અમીન આઝાદ'ને હરખવાનો સમય ચોક્કસ નજીક આવતો જાય છે છતાં અમદાવાદ, મુંબાઈ, બિહાર, પંજાબ, એમ સ્થળે સ્થળે થતાં રમખાણો વિષે આપણે શું કહેવું? ભાઈ અમીનનું હૃદય એ દુઃખોથી કકળી ઉઠે છે, એ વિલાપ કરે છે, અને બગડતા ઝઘડતા ઝઘડખોરોને એ નીચલી કવિતા અર્પણ કરે છેઃ

'ઓ દેશને માથે પાપ સમા, હે ઘાતકી પાપી! ખૂબ હસો!
હા! ધર્મને નામે અધર્મીઓ! એકમેકને કાપી ખૂબ હસો!

... ... ... ...

'હિંદુત્વ'ને હાનિ પહોંચાડી, 'ઇસ્લામ'ની શાનને શરમાવી,
હે 'રામ' 'રહીમ'ને ભજનારાં! એ બંનેને કાપી ખૂબ હસો!'

ભાઈ 'અમીન આઝાદ' સાચા મુસલમાન છે. 'મહાગુજરાત ગઝલ મંડળ'ના અગ્રણી કાર્યવાહક તરીકે ઉત્સાહ અને ખંતથી એ ઉપયોગી સેવા બજાવી રહ્યા છે. એમના બુલંદ



અવાજથી સ્વરચિત ગઝલો ગાઇને અનેક નર–નારીઓને એમણે પ્રફુલ્લ કર્યાં છે અનેક મંડળો પોતાના મેળાવડામાં એમને નિમંત્રીને મેળાવડાને સફળતા આપી શક્યાં છે, સુરતના નારી-વૃન્દે પણ એમની સુજનતાનો લાભ પૂરતા પ્રમાણમાં મેળવ્યો છે, અને મુશાયરાઓ તો સુરતના જ નહીં, પણ ગુજરાતભરના એમનાં કવનોથી ગાજી ઊઠ્યા છે. ગઝલ મંડળના માસિક સંમેલનોમાં ઊગતા કવિઓને પ્રોત્સાહન તથા સૂચન આપીને ઉસ્તાદ તરીકેનું ગૌરવ એમણે પ્રાપ્ત કર્યું છે. ગઝલ સાહિત્યનો એમણે પ્રચાર કર્યો છે. ઇતર પ્રકારનાં ગીતો પણ એમણે રચ્યાં છે. એ ગીતો અને ગઝલોનો સંગ્રહ આજે 'સમરસ' તરીકે પ્રકટ થાય છે, તે પ્રસંગે ભાઈ અમીનને મારાં અભિનંદન.

'સપોરમે દહાડે સમરસ' એ શબ્દ એમના વર્ષને દિવસે આપણને સર્વેને કાને પડ્યા હોય છે જૂજ કિંમત આપી એ સમરસ વેચાતું લઇ આપણે કૃતાર્થ થઇએ છીએ, એ સમરસ મંગલ ભાવોનું પ્રેરક બને છે. આનંદની આગાહી આપે છે, નીમક વેરો ભરતાં એ સમરસ આપણને સોંઘું મળશે. આ 'સમરસ' ભાઈ 'અમીન આઝાદ' તરફથી પણ જૂજ કિંમતમાં મળે છે. એ પણ મંગલમય, પ્રેરક, ઉદ્દબોધક, આહ્લાદક નીવડો એજ પ્રાર્થના.

ખપાટિયા ચકલો,
સુરત, તા, ૨૨–૩–૪૭. } મોહનલાલ પાર્વતીશંકર દવે

# અર્પણ

નિજકોમસેવાનું વ્રત લઈ સાહિત્ય દ્વારા એના નૂતન ઘડતરના મનોરથ સેવનાર અને તે માટે કલમ તલવારથી ઝઝૂમનાર મારા કાવ્યોના પ્રશંસક અને ઉત્તેજક, મુખ્લિસ, સહૃદયી યુવાન સાહિત્યકાર મિત્ર, જેમની સાથેનો મારો પહેલો પરિચય એમના સંપાદન હેઠળ પ્રગટ થતા વાર્ષિક 'ક્રેસંટ' દ્વારા ૧૯૪૦માં થયો.

એમના સંપાદનની પ્રતિભાએ મને આકર્ષ્યો, એમના લેખો, લેખો પરની નોંધો અને પત્રકારિત્વની એમની નોખી તરકીબે મારા હૃદયમાં એમને માટે માન ઉત્પન્ન કર્યું.

તે પછી એમણે સ્થાપેલી, 'બોહરા ફ્રી લાયબ્રેરી' અને એ પાછળની તેમની ધગશ અને અખૂટ સેવાથી હું વધુ પ્રભાવિત થયો. 'ઝમીર'ના સંપાદનથી અને તેમાંની [illegible] ક્રાંતિકારી ચર્ચાઓથી, સાહિત્યના લગભગ બધા અંગોમાં નામ અને ઉપનામથી ઘૂમવાની સતત કાર્યશીલતા, નિસ્વાર્થ મહેનત, અને અવિરત સાધનાથી, હું એમના પર મુગ્ધ થયો છું. તે. ભાઈ યુસુફ એ. કે. ફકરુદ્દીનભાઈ ભાઈ 'બેખુદ' બી. એ.ને મિત્રભાવે આ સંગ્રહ અર્પણ કરું છું.

ભાગરી રોડ, સુરત.
તા. ૪–૪–૪૦

—અમીન આઝાદ

# અનુક્રમણિકા

---

અમીનભાઈ બદરૂદ્દીન વતી ઈશ્વરલાલ એમ. વીમાવાળાએ દેશબંધુ પ્રેસ, કેળાંપીઠ સુરતમાં છાપ્યું અને ત્યાંથી પ્રગટ કર્યું.

# કહેવા જેટલું........

ગુજરાતના પુરાણા અને પીઢ ગઝલકારોએ હજી સુધી પોતાનો કોઇ ગઝલ-સંગ્રહ (દીવાન) આ હળનો, આટલા વર્ષોના ગઝલ સાહિત્યના ખેડાણ પછી પણ ગુજરાતને આપ્યો હોય એવું મારી જાણમાં નથી; અને એટલે જ મારા આ પ્રથમ સાહસ માટે મને 'દાદ' મળે, કે 'ફર્યાદ' મળે બન્ને બરાબર છે.

પ્રશંસકો કરતાં, વિવેચકો અને ટીકાકારોને આ સંગ્રહમાંથી કદાચ પુષ્કળ ખોરાક મળી રહે; કેમકે મારા પોતાના દોષો હું જાણું છું પણ તેથી સમગ્ર ગઝલ સાહિત્યને દોષ દેવાની જરૂર નથી. સંગ્રહમાં કેટલીક કૃતિઓ ખૂબ પુરાણી શરૂશરૂમાં હું ગઝલકાર થયો હતો ત્યારની છે જે વચ્ચે વચ્ચે ગોઠવી દીધા છે. કયી કૃતિ ક્યારે લખાઇ હતી તેની ચોક્કસ તારીખો યાદ નથી.

ગઝલશાસ્ત્રની દૃષ્ટિએ ખોટા કાફિયહ ગણાતાં હોવા છતાં કેટલીક જગ્યાએ અનુસ્વારના દોષો મેં ચલાવી લીધા છે. એ કબૂલ કરી લઉં. વળી 'મુદ્રણ દોષો' પણ ઠીકઠીક પ્રમાણમાં રહી ગયા છે. દા. ત. પહેલા જ ગીતના મથાળામાં 'વિદેશા' શબ્દથી 'ને' એટલો દૂર રહ્યો છે કે.........અને એવી રીતે અંદર કેટલીક જગ્યાએ બીજી એવી ભૂલો રહી ગઇ છે. 'શુદ્ધિ-પત્રક' મુકવાની જરૂર જોતો નથી. સુગ્ન વાચકો એ સુધારીને જ વાંચશે.

છેવટે, આ પુસ્તક અંગે જે જે મુરબ્બીઓ અને મિત્રોનો સહકાર મેં મેળવ્યો છે, તેઓનો આભાર માની વિરમું છું.

બદરી રોડ, સુરત.
તા. ૪-૪-૪૭

—અમીન આઝાદ

તારી આજ ને કાલ હું જાણું
તારી સર્વે ચાલ હું જાણું
તારા મુદ્દામાલ હું જાણું
આવે છે આવેશ, વિદેશી...
ભારત મારો દેશ.

લોક થયા શું શિક્ષિત, તુજથી?
ધર્મો છે શું રક્ષિત, તુજથી?
દેશ છે આખો ભક્ષિત, તુજથી
રહેવા દે ઉપદેશ, વિદેશી...
ભારત મારો દેશ.

બે સૈકાનું તારું જીવન
કેવું નીચ નઠારું જીવન
કર્યું લોકનું ખારું જીવન
તારાથી છે કલેશ, વિદેશી...
ભારત મારો દેશ.



# ‘ દેશનો કર ઉદ્ધાર ’

દેશનો કર ઉદ્ધાર વીરા
દેશનો કર ઉદ્ધાર.
હો તુજ જય જયકાર વીરા
દેશનો કર ઉદ્ધાર.

આઝાદીના ડંકા વાગે
આળસ ત્યાગી લોકો જાગે
ચાલ તું આગે સૌની આગે
તું છે સિપેહ સાલાર, વીરા ..
દેશનો કર ઉદ્ધાર.

શક્તિઓ તારી તારું શુરાતન
ઉર્મિઓ તારી તારું યૌવન
તારું વાંચન, તારું મંથન...
એ સૌનો એ સાર વીરા...
દેશનો કર ઉદ્ધાર.

ઢગલે ઢગલા લોક અશિક્ષિત
દંભ ને દેખાવોમાં પુલકિત
વિપરીત રીતો, ખ્યાલો વિપરીત
પ્રશ્નો છે પારાવાર વીરા...
દેશનો કર ઉદ્ધાર.

ધર્મ દયાના શા શા નાટક
ઓગમ છે નિર્દયતા વ્યાપક
શાસન ઝુલ્મી ઝાલિમ શાસક
કેટલો અત્યાચાર; વીરા
દેશનો કર ઉદ્ધાર.

યાદ તને છે સત્તાવન પણ ?
જલિયાંવાળાઓના સમર્પણ ?
આજે છે ઇતિહાસનું દર્પણ
જોઈ ન સત્તાચાર વીરા .
દેશનો કર ઉદ્ધાર.

આપ ને પાપ ગુલામી જીવન
આઝાદી થી કર એ પાવન
તોડ એ બેડી તોડ એ બંધન
દેશના ,તારણહાર, વીરા...
દેશનો કર ઉદ્ધાર.



# શાસનને ઉથલાવી દો

ષટપદી.-(મુસદ્દસ)

આઝાદ ફરીથી ભારતને ભારતના વીર બનાવી દો
વર્ષોની ગુલામીની બેડીને છોડો, તોડો, ફગાવી દો.
નિંદ્રામાં પડેલા લોકોની આળસને ઉંઘ ઉડાવી દો.
જે લોકોનું તરસ્યું શાસન છે એ શાસનને ઉથલાવી દો
સોગંદ જવાનીના તમને એ ઢંગથી, રંગ જમાવી દો.
　　યા નાશ તમારો થઇ જાએ યા દેશમાં જીવન લાવી દો
　　આઝાદ ફરીથી ભારતને ભારતના વીર બનાવી દો.

ચાલીસ કરોડના હાથોમાં બાંધી છે ગુલામી જંજીરો
હથિયાર ઝૂંટાયા વર્ષોથી ના તીરો છે ના શમશીરો
તાળાઈ રહ્યાં છે માલિકના તકદીરે તમારા તકદીરો
છે સ્વાર્થને આડંબર જેમાં એ દંભના પડદા ને ચીરો
　　આઝાદીના દીપક રાગોથી અંતર—અંતર સળગાવી દો
　　આઝાદ ફરીથી ભારતને ભારતના વીર બનાવી દો.

લો આજ જુવાનો શુરવીરો કંઇ કાર્ય પ્રતિજ્ઞા લો મનમાં
જે મુખથી કહો છો બોલો છો તો તેને ઉતારો વર્તનમાં
તન મન ધન ને જીવન પણ હોમી દો એ આંદોલનમાં
તો ફાળ પડે એ શાસકને ઉત્પાત મચે એ શાસનમાં

પાશવતા રહે ના પોકળતા કંઈ એવી આગ લગાવી દો
આઝાદ ફરીથી ભારતને ભારતના વીર બનાવી દો.

સૌ હિંદુ મુસ્લિમનાં દિલના એ મતભેદો દફનાવી દો
ભૂલી ગયા માનવ માનવતા એ માનવતા સમજાવી દો
ના ભાવ મળે જે ભાવીમાં એ ભાવીને ગુંગળાવી દો
ઉજ્જવળ બને ભૂમિ ભારતની કંઈ એવું ભાવી બનાવી દો
જેમાંથી જગતનું થાય ભલું એ ક્રાંતિ ઘરઘર લાવી દો
આઝાદ ફરીથી ભારતને ભારતના વીર બનાવી દો.



## ( કતઆ )

ગુલામોના શિર પર બલા યાદ આવી
મને હિંદની દુર્દશા યાદ આવી
બસો વર્ષનો રોગ છે એ પુરાણો
છતાં દર્દની ના દવા યાદ આવી ?



# ' નિરાશ 'ને

આશથી જીવન જીત સહચર
આશથી જીવન જીત.

જીવન જગનું છે આશા પર
થાય 'નિરાશ' નિરાશ છે શા પર
કર આશાથી પ્રીત, સહચર...
આશથી જીવન જીત.

આશની ફૂલવાડીમાં ફરી જો
આશ સુરાનું જામ ભરી જો
આશનું સુણ સંગીત, સહચર...
આશથી જીવન જીત.

તારી નિરાશાને ભૂલી લે
આશને ઝૂલે તું ઝૂલી લે
ગા આશાનું ગીત, સહચર...
આશથી જીવન જીત.

ભરદરિયે જો નિરાશા ડુબાવે
આશ તણુખલે તણુખલે તરાવે
તરતાં એ ગા ગીત, સહચર...
આશથી જીવન જીત.

આશાદેવી, નિરાશા ડાકણ
આશા સુંદરી, નિરાશા નાગણ
આશાથી કર પ્રીત, સહચર...
આશથી જીવન જીત.

શિરને હથેલીમાં લઈ ફરજે
મરવા પહેલા મુક્તિ વરજે
એજ છે જીવન રીત સહચર...
આશથી જીવન જીત.



## 'હુલ્લડખોરોને અર્પણ'

### ( પ્રાસંગિક )

છો દેશને માથે પાપ સમા, હે ઘાતકી પાપી ખૂબ હસો
હા ધર્મને નામે અધર્મિઓ એકમેકને કાપી ખૂબ હસો

સત પ્રેમનું સત્યાનાશ કરી, વિશ્વાસ ઉથાપી ખૂબ હસો
હે નીચ ને હિંસક પ્રાણીઓ હે પાશવી પાપી ખૂબ હસો

નાસૂર છો માનવતાને શિરે દુર્ગંધ એ વ્યાપી ખૂબ હસો
સંતાન તમારાં યાદ કરે એ વારસો આપી ખૂબ હસો

'હિંદુત્વ'ને હાનિ પહોંચાડી 'ઇસ્લામ'ની શાનને શરમાવી
હે 'રામ' 'રહીમ'ને ભજનારાં એ બન્નેને કાપી ખૂબ હસો

'જાફર' ને 'અમીચંદો'ના છો જીવંત હજી વારસદારો
વર્ષો સુધી બ્રિટનની સત્તા સ્થાપી છે તો સ્થાપી ખૂબ હસો

ઘર સૌનાં વસ્યાં પાસે પાસે પણ દિલ ન થયાં પાસે પાસે
પાડોશીના ઘરને આગને તાપે તાપી ખૂબ હસો.

નિજ કોમ, ને ધર્મ, કુટુંબ વતનનાં દુખ સહેનારો હિંમતથી
એ મસ્ત 'અમીન આઝાદ' થયો છે આજે વિલાપી ખૂબ હસો.



## ' માતૃભૂમિ '

મળ્યા પરતંત્રતાના સંસ્કાર માતૃભૂમિ
બન્યા ગુલામ ભૂલ્યા તુજ પ્યાર માતૃભૂમિ

લે જોઇ લે ગુલામીની આ મનોદશા છે,
પુત્રો કરે છે તારો તિરસ્કાર માતૃભૂમિ.

અમને એ સલ્તનતનો બસ નાશ જોઇએ છે
તારો અમારો એકજ ઉપચાર માતૃભૂમિ

પ્રત્યેક ઘરમાં આણું ક્રાંતિની હું મશાલો
પરતંત્રતાનો ભાગે અંધકાર માતૃભૂમિ.

ડાકણ સમા અભણના ઘર ઘરથી દૂર ન્હાસે
લઇ જ્ઞાનદેવ દોડે તલવાર માતૃભૂમિ.

આઝાદ જીવવું છે નહીં તો મરી જવું છે
કાપીશ હું ગુલામીના તાર માતૃભૂમિ.



## 'દુનિયા નવી બનાવ તું'

ઊઠ હિંદના ગુલામ ઊઠ, મુક્તિ હવે તો લાવ તું
આભને ખળભળાવ તું, ધરતીને ધણધણાવ તું.

ઊઠ જાગ જાગ હે યુવક, ઊંચી કર આંખની પલક,
કોઈને આપ ના મચક, દુનિયાને હચમચાવ તું.

જૂનો ને જર્જરિત છે દાટી દે એ સમાજને
તારા વિચારની હવે દુનિયા નવી બનાવ તું.

આજ ભલે છે શાંતિ દૂર નથી એ ક્રાંતિ,
દુનિયા નથી જો માનતી, નાછૂટકે એ મનાવ તું.

તોફાનમાં ફસાય પણ અથડાય ડૂબી જાય ના
તારા જીવનની નાવને એવી રીતે ચલાવ તું.

એ દરગુજર કરી જવાના દિવસો વહી ગયા
જેણે તને સતાવ્યા તેને હવે સતાવ તું.

*          *          *

ચાલી હવા વસંતની સાકી જો, વાદળીં ચઢી
તૌબાની એવી તેવી આજ લઈને શરાબ આવ તું.

વીણી વીણીને ફૂલ સમ લઈ લે એ ખુશ ખુશાલ થઈ
હા, દિલ, તડપતી ઉર્મિઓ એવી રીતે સજાવ તું.

જેની જુએ છે રાહ તું, તેઓ ન એમ આવશે
લેવાને દિલને પાઠવી, આંખો હવે બિછાવ તું.

કે'છે બુઢાપો ચેતજે કંઈ મારૂં માટે રાખજે
કે'છે જવાની બેધડક તારૂં બધું લુંટાવ તું

દુનિયાની વચ્ચે મૂકીને કે'છે મને ખુદા, **'અમીન'**
જોજે ગુનાહ ના કરે તુજ જાનને બચાવ તું.



# આવી ગઈ દિવાળી

ઓ આવી, આવી, આવી ગઇ દિવાળી
સકળ સૃષ્ટિ સજાવી ગઈ દિવાળી
દિવાળીમાં દીપક દીપી રહ્યાં ત્યાં
નિરભર અહીંઆ જલાવી ગઇ દિવાળી

ફરી આ વર્ષે આવી ગઇ દિવાળી
ને ક્ષણભર ગમ ભૂલાવી ગઇ દિવાળી
દિવાળીમાં છે હોળીના હુતાશન
ગુલામોને બનાવી ગઈ દિવાળી.

અમીરોને હસાવી ગઇ દિવાળી
ગરીબોને રડાવી ગઇ દિવાળી
ફક્ત આઝાદી જ્યારે આવશે તો
અમે સમજીશું આવી ગઈ દિવાળી.

★

# બાકી છે.

હજી 'જાફર' 'અમીચંદો'ના વારસદાર બાકી છે
ઘણા આ પાર બાકી છે ઘણાં તે પાર બાકી છે.

હજી સરકાર સાથીદાર જો ઝરદાર બાકી છે
ઘણાં વર્ષો અમારા લોહીનો વેપાર બાકી છે.

અમે નિશસ્ત્ર છીએ તોય બે હથિયાર બાકી છે.
'કલમ' છે 'જીભ' છે તો મ્યાનમાં તલવાર બાકી છે.

ગુલામી, નમ્રતા, કંગાલીયત, ને ભૂખના ભડકા
વરસતા મેઘમાં પણ ધીકતા અંગાર બાકી છે.

દિવાળીથી છે રાજી કોઈ, કોઈ ઇદથી છે ખુશ
ગુલામો ને ગુલામી ભૂલવા તહેવાર બાકી છે.

ગરીબો ને તો કંઈ ખાવા કે પીવાની નથી તંગી
ઘણો ગમ છે ભરી આંખો છે અશ્રુધાર બાકી છે.

અરે કોણે કહ્યું નિષ્ક્રીય છે માનસ ગુલામીનું
અમારા મુખમાં આઝાદીનો શબ્દોચ્ચાર બાકી છે.

એ રશિયા કયાં ને બ્રિટન કયાં; ગરજ માટે મળ્યા કિન્તુ,
અને અહીં ભાઇ ભાઇમાં હજી તકરાર બાકી છે.

ન દુનિયાનું ભલું ઇચ્છે, ભલું ચાહે ન ઇશ્વરનું
અધર્મી ધર્મરાજ્યે એવા ચોકીદાર બાકી છે.

નથી રહેવાનું અમને, તો પછી એ રહી ને કરશે શું ?
અમે એ માની લીધું એકલો કિરતાર બાકી છે.

'અમીન' એવું જ જીવન છે તો જીવો જેટલું જીવો
ન જાણે કોનો કોનો માનવો આભાર બાકી છે.



# ઇદ ટાણે

## ( મિત્રોને અર્પણ )

શર્મ આવે છે સુધારક ને સુધારક કહેતા
શર્મ આવે છે મને ઇદમુબારક કહેતા

શર્મ આવે છે ગુલામીની એ ઝંજીરોથી
શર્મ આવે છે હવે હિંદના શરવીરોથી

શર્મ આવે છે હવે હિંદમાં રહેતા રહેતા
શર્મ આવે છે હવે ઝુલ્મને સહેતા સહેતા

શર્મ આવે છે જવાનોનો બુઢાપો જોતા
શર્મ આવે છે હવે આંખને રોતા રોતા

શર્મ આવે છે ગરીબો ને એ મઝદૂરો પર
શર્મ આવે છે દયા ખાતા, એ મજબૂરો પર

સામ્ય જો દેશમાં ના હોય તો અંજામ છે શું!
દેશ નિર્બળ છે તો એ દેશનું પણ નામ છે શું?

પારખી લઉં છું હું લુચ્ચાઇ એ ધનવાનોની
દીપડા જેવા વરૂ જેવા એ ઇન્સાનોની

કેમ એ ધનના પૂજારીને મુસલમાન કહું
કેમ એ ધનના પૂજારીને હું ઇન્સાન કહું

દિલ નથી જેમની પાસે ને ફક્ત દૌલત છે
એવા ધનવાન ઉપર તારી ખુદા લનત છે

કોમને ચાહે જો ધનવાન તો ધનવાન કરે
કોઈ ભૂખે ન મરે ના કોઈ બેકાર ફરે

પણ ન કંઈ ભાન છે ના લાગણી બાકી એમાં
ધનની ધુન ધનની ફક્ત રાગણી બાકી એમાં

આ તો ધનવાનની થઈ વાત જવાનોનું શું!
તીર બનતા જે વળી ગઈ, તે કમાનોનું શું!

ઠોકીએ પીઠ તો ધબ દઈને પડે ધરતી પર
ઠોકીએ છાતી તો દિલ બધ પડે એનો છે ડર

ફૂંક મારો તો ઉડી જાય. છે ખોખા જેવા
દાંત મોઢામાં સલામત અને બોખા જેવા

ન હમીય્યત, છે ન ગયરત, ન ખુશી ના એહસાસ
હોય બાકી જો રહ્યું કંઈ તો ફક્ત તેઓના શ્વાસ

ન તો હિંમત છે ન ચેતન છે ન કુવ્વત બાકી
જાણે માબાપના શિર પર છે મુસીબત બાકી

રહી ગયું છે હજુ યૌવનમાં લડકપણ બાકી
આરઝી સાથે ફક્ત તેઓનું સગપણ બાકી

એટલું પુછું છું તમને કે હે રૂઢીના ગુલામ
આવશો કોમને કે દેશને ક્યારે તમે કામ

એના સંજોગમાં પણ આંખ નહીં જો ખોલો
ઉગે ઉડવું છે અને પાંખ નહીં જો ખોલો

તો પછી નાશ તમારો છે સદંતર જાણો
સાશીમાં હશે પ્રતિકામનું દફતર જાણો

એટલું જાણો ગુલામીમાં હરેક પ્રહ હરામ
તમે જુઓ કે મના અર્થ શું એમાં, છો ગુલામ



## 'માનવી'

એ ક્યારે કરશે માનવી–ઉદ્ધાર માનવી
ઇતિહાસનો છે વર્ષોથી પોકાર **'માનવી'**

જ્યાં અંધ થાય પોષી અહંકાર માનવી
દિલ એનું ક્યાંથી માને કોઈ હાર માનવી

છે એની પ્રકૃતિમાં હજારો વિચાર રંગ
રંગીન રંગનો છે તરફદાર માનવી

વિજ્ઞાન જાણ્યું છે કે કુદરતની હાર થઈ?
શી તારી જીત માનવી, શી હાર માનવી?

લોલુપતા, સ્વાર્થ, મોહ, દુરાચાર ક્રૂરતા,
એનો કર્યા કરે છે ગુણાકાર માનવી.

એ તાંડવ નૃત્ય, પાશવી મન, આંખમાં ઝનૂન
ઉજવી રહ્યો છે લોહીનો તહેવાર માનવી.

હા, પ્રેમનો પ્રચાર હતું એનું કામ પણ
ફેલાવતો રહ્યો છે તિરસ્કાર માનવી

ધર્મસ્થળોને માટે લડે, લઈ પ્રભુનું નામ
યાને કરે છે માનવી સંહાર માનવી.

બેશર્મી, નફ્ફટાઈની દાદ આપજો જરા
ઇચ્છે મરીને સ્વર્ગ ગુન્હેગાર માનવી.

માનવતા એની જ્યારે મરે થાય દુખ મને
આઘાત આપતો નથી મરનાર માનવી.

ધરતીનો થઈ ધણી હવે આકાશ જીતવા
કલ્પી રહ્યો છે થઈ જવા કિરતાર માનવી.

માનવતા મારી એક તો આધાર છે 'અમીન'
કોણે કહ્યું કે હું છું નિરાધાર માનવી.



## અંધ માનવી

નૂરથી ભરપૂર આંખોવાળા માનવ! આમ આવ,
દૃષ્ટિ છે તો અંધની સાથે જરા દૃષ્ટિ મિલાવ.

તારી આંખો જે જુએ છે એ કહે છે પણ તને?
જો કહે છે તો વિચાર એનો રહે છે પણ તને?

નૂર છે આંખોમાં તારી તેથી શું ફુલાય છે!
ખુલ્લી કીકી હોય તો આખું જગત દેખાય છે.

તારી એ આંખોને થોડી પળને માટે બંધ કર,
અંધતાની કલ્પના એ પળ તો થઈને અંધ કર

વાત એવી છે ઉઘાડી આંખ સમજાશે નહીં,
તો જ દેખી શકશે તું જો તુજને દેખાશે નહીં.

આઈનામાં જોઈને પણ મુખડું દેખાશે નહીં,
રૂપનું; કદરૂપતાનું, મૂલ્ય અંકાશે નહીં,

ના, બજારોમાં નથી મળતું બધું જે જોઈએ,
નૂર લઈ આંખોનું ક્યાંથી જ્યાં ન વેચ્યું કોઈએ.

સાંભળું છું કુદરતી દૃશ્યો મનોહર હોય છે,
જોઉં ક્યાંથી આંખ પર અંધકાર-ચાદર હોય છે.

આશરો લેવો પડે છે પારકાના હાથનો,
છું, અભિલાષી હમેશાં કોઈના સંગાથનો.

પુષ્પ સૂંઘી લઉં છું પણ સૌંદર્ય દેખાતું નથી,
શું સારૂં છું, શું કરૂં, મારાથી કહેવાતું નથી!

રૂપો સ્વરૂપો ઘડે છે અંધ આંખે કલ્પના,
હા, ફૂટે એ પણ ઊડે છે અંધ આંખે કલ્પના.

મારી સૃષ્ટિ છે નિરાળી, કલ્પના મારી જુદી
મારી દૃષ્ટિ છે નિરાળી ભાવના મારી જુદી.

હો ભલું, પણ આંખ જો ના હોય તો દુનિયા નથી,
હોય આંખો પણ ન દૃષ્ટિ હોય તો ગણના નથી.

સત્યને પણ આંખવાળા અંધ થઈ જોતા નથી,
જોઈએ તેને એમ લાગે, તો તો કશું ખોટા નથી.

આ અબળાઓમાં સહુનો આંધળાનો વેશ છે,
દંભ, આડંબર, જુઠાણું જેમનો આદેશ છે.

છે ઘણાયે માનવી જે માનવી હોતા નથી,
જે છતી આંખો છતાં બેનૂર છે, જોતા નથી.

એ બધી વાતો દલીલો હું જવા દઉં છું હવે,
બોલ આંખો આંખવાળા દેખવા દઉં છું હવે.



# ફર્યાદનામું

ખુદા જો સાંભળે, સંભળાવું એને હું કથા મારી
ગુલામીનો છું રોગી આજ માંગું છું દવા મારી.

મને ભારતમાં વર્ષો થઈ ગયાં સડતાં ગુલામીમાં
મળી મંઝિલ ન આઝાદીની આથડતાં ગુલામીમાં.

નમાલો છું નકામો છું રે; પર આધિન માનવ છું
એ કહેતા શર્મ આવે છે કે શક્તિહિન માનવ છું.

કે હું સંતોષી મુફલિસ છું અને પરતંત્ર કાયર છું
મરેલી લાગણીઓ છે નથી માનવ હું પથ્થર છું.

ખરેખર જીવવાને પણ નથી લાયક હું ભારતમાં
બતાવું છું ફક્ત ભજવી જીવન નાટક હું ભારતમાં.

ગુલામ આજે છું જાણીતો થયો હું દેશ પરદેશે
મને એ માનહાની તો કદી ના જંપવા દેશે.

નથી હું એક એવો હિંદમાં, ચાલીસ કોટી છે
પ્રજા પરતંત્ર છે પણ શાસકોથી ખૂબ મોટી છે.

અમારા હાલ એવા હાલ છે બેહાલ જેવા છે
અમારી આજમાં પણ ઢંગ તો ગઈ કાલ જેવા છે.

જીવિત મુડદાંઓ જેવા હિંદના ઈન્સાન છે જાણે
ને હિંદુસ્તાન મોટું એક કબ્રસ્તાન છે જાણે.

*

અમારા પણ અમારી એટલી દરકાર રાખે છે
અમારી જેટલી દરકાર એ સરકાર રાખે છે.

કલમમાંથી અમારા લેખકો બસ 'પ્રેમ' ટપકાવે
યુવાનો યુવતિઓને રસ અને શૃંગાર સમજાવે.

કવિ મિત્રો છે જેઓ બુલ્બુલોના ગીત સમજાવે
બળી મરતાં પતંગોનું દીપક સંગીત સમજાવે.

કલાકારો છે જેઓ રંગની પુરાણી કરી જાણે
બતાવે બાગમાં નારી ને એક હરણી કરી જાણે

યુવક પણ દેશના બળવાન છે ને ખૂબ સુંદર છે
એ કપડાંઓમાં ઢંકાએલ જાણે હાડપીંજર છે.

'બહાદુર ખાન' છે ને 'રાવ' છે 'જે. પી.' અને 'સર' છે
પ્રજા પર છે વજન તેઓનું એક એક એક પથ્થર છે.

અમારા ધર્મવીરો પણ બની રક્ષક, કરે ભક્ષણ
ભર્યાં પેટે કરે છે લોકો પણ 'ભૂખના ભાષણ'

અમારા ધન કુબેરો ધનના ઢગ પર નાચ નાચે છે
ગરીબોનું ને મઝદુરોનું લોહી પીને રાચે છે.

અમારા માણસો છે ખુદ અમારૂં ખૂન પીનારા
એ ખૂની માલિકો ને શાસકોને સાથ દેનારા.

ગુલામી એટલી ફેલાઈ ગઈ છે આજ ભારતમાં
ગુલામોને ગમે છે જાણે એવું રાજ ભારતમાં.

ગરજ જો અર્જ કરીએ કોની પાસે જઈને ક્યાં કરીએ
અમારી ક્યાં પડી છે કોઈને છો જીવીએ મરીએ

અમારી ઝિંદગી જગના દુખો સહેવાને માટે છે
'ગરીબોનો ખુદા બેલી' ફકત કહેવાને માટે છે!



# કવિ અને ઘોડાપૂર

કવિ સરિતા તટે બેઠો હતો ને પૂર આવ્યાં'તા
કવિ માટે વિચારો પૂર એ, ભરપૂર લાવ્યાં'તા

નદી ને બાહુપાશોમાં કિનારાઓએ જકડી'તી
છટકવા જીવ મેળવવા તે આજે ખૂબ બગડી'તી.

કવિએ દૂર દૃષ્ટિ ફેંકી, પેલે પાર પાણીમાં
કે જ્યાં ઠંડો થવા ફરતો હતો અંગાર પાણીમાં.

એ જ્યાં બેઠો હતો કાંઠાની ઉંચી એક ભેખડ પર
હતું ત્યાં વૃક્ષ વડનું ને હતાં વનવાગળાં વડ પર

એ ભેખડ પાસે અફળાતા હતા તોફાનના મોજાં,
હતા અહીં એના દિલ પર સેંકડો અરમાનના બોજા

એ અથડામણુથી મોજાંની કવિને પ્રેરણા લાધી
અને તે પ્રેરણાથી કાવ્ય સ્ફૂર્યું, સાધના સાધી.

વિચારો પૂરના પાણીની માફક આવવા લાગ્યા
મગજમાં એક ઉલ્કાપાતને જન્માવવા લાગ્યા.

ઉછળતા કૂદતા પાણીના પરપોટા નિહાળીને
હૃદય અરમાન દાબી દીધા એણે અશ્રુ ખાળીને.

તણાતા પૂરમાં મઝદૂરના ઘરબાર દેખાયા
કિનારે પૂર જોવા આવતાં નરનાર દેખાયા.

હતો મેળો હતી રંગત સુખી જનતા જમા થઈ'તી
હતું દુઃખ કોઈને તો કોઈને જોવા મઝા થઈ'તી.

તણાતી ઝૂંપડીઓને નિહાળી એણે જ્યાં સામે
હતી અણનમ ઉભી બંગલાઓની એક હાર ત્યાં સામે.

કવિની કલ્પનાને એક મોટો ઝાટકો લાગ્યો
હું એની પાસે ઉભો'તો મને પણ ધ્રાસ્કો લાગ્યો.

કવિને મેં પૂછ્યું, "બોલો કવિશ્રી કેમ લાગે છે
વધુ પાણી હજી પણ આવશે શું એમ લાગે છે?"

કવિ થોડા ચમક્યા, ને વદ્યા, "આ કેવી કુદરત છે
પ્રભુને શું ગરીબોથી ફક્ત એવી મોહબ્બત છે.

અરે આ કેવી વૃષ્ટિ, નષ્ટ ને તારાજ કરનારી
દયાના રૂપમાં તસ્વીર આફતની ચીતરનારી.

ગરીબોને નથી હક જીવવાનો જાણે દુનિયામાં
ફકત છે જિંદગી તેઓની, દુખ સહેવાને દુનિયામાં '

દયાનિધિએ દયાની કેવી ગેરસમજ છે નાખી
હતી જે જિંદગી પાણી વિનાની પાણીમાં નાખી."

વળી બોલ્યા "ફરી આ રેલ શા માટે હશે આવી!
ગયે વખતે હતી શી આફતો ઓછી કે એ લાવી!

દયાળુ થઈ પ્રભુ, શું કોપ પણ કરતો હશે એવો!
અરે વર્તે છે એ પણ નાના જુલમી માનવી જેવો!

ગરીબોને નડે છે રેલ તેમાં દોષ કોનો છે?
અભાગાનો સિતમ છે, કે પ્રભુના રાજ કોનો છે?

સમજ, તારા સમાજે માનવીમાં વર્ગ છે પાડ્યા
કે આપી મહેલ થોડાને, ઘણાને ઝૂંપડા આપ્યાં

ગરીબો ઝૂંપડામાં બેઘડી પણ ક્યાં સલામત છે!
કદી આકાશની આફત, કદી ધરતીની આફત છે.

કદી કડકડતી ઠંડી છે, કદી છે તાપ ધગધગતો
સહે છે સેંકડો ઝુલ્મો, બિચારા એ પ્રભુ ભક્તો.

ફક્ત શ્રદ્ધા અને અજ્ઞાનતા છે તેમની મૂડી
નથી કંઈ પ્રાણીઓ કરતાંય તેઓની દશા રૂડી.

છે હાકિમ એક દુસ્મન તેમનો ને 'ધનપતિ' બીજો
પ્રભુ પણ આજ દુસ્મન થઈ ગયો છે તેમનો ત્રીજો?''

બધું એકાગ્ર ચિત્તે સાંભળીને ત્યાંથી હું ઊઠયો
''કરીશ આઝાદ મારો દેશ'' બોલી એટલું ફર્યો.

મળે જો દેશને મુક્તિ બધા દુઃખ દૂર થઈ જાયે
ફરી, શિક્ષણ અને સમૃદ્ધિથી ભરપૂર થઈ જાયે.

ગુલામી મૂળ છે આ આફતોનું આ વ્યથાઓનું
નિકંદન કાઢવું પડશે અમાનુષિ પ્રથાઓનું

અભણતા ના રહે કાયમ ન રહે પરતંત્રતા કાયમ
ગરીબોને સહન કરવા પડે ના કંઈ વિકટ જોખમ.

અરાજકતાનું ખંડન થાય, સાચી સામ્યતા આવે
બધા રહે સુખેથી એ સદાની એકતા લાવે.

અમીરો ને ગરીબોની એ તૂટે ભેદ-દીવાલો
બધી મિલ્કત પ્રજાની, ને પ્રજાની હોય સરકારો.



# મારા શિક્ષકને

દર્દથી ભરપૂર શિક્ષકની કહાની આજ છે,
જેની છે મોહતાજ દુનિયા તેજ શું મોહતાજ છે ?

મારા શિક્ષક, તારી હાલતનું કવિને ભાન છે.
માનહાનિ તારી, એ સંસારનું અપમાન છે.

તારી દૃષ્ટિ સામે સાચું હિત બાળકનું જ છે.
એની શિક્ષક મા નહીં પણ માને શિક્ષક તું જ છે.

તારું શિક્ષણ, આત્મઘડતર, તારું સર્જન ઇન્કિલાબ,
તું અભણતાનો રિપુ, સંસ્કારની મોંઘી કિતાબ.

બાળકોમાં બુદ્ધિ ને સંસ્કાર સર્જક તું જ છે
એ નથી ખોટું, કહું જો સાચો પાલક તું જ છે.

તું છે માળી બાગનો ને બાગ છે તારી નિશાળ
કુમળાં, કુમળાં, ફૂલ જેવાં અવનવાં જેમાં છે બાળ,

તું ન હોતે તો જગતમાં આદમી બનતે નહીં
એટલા હેવાનમાંથી માનવી બનતે નહીં.

જોઈ તારા પરના ઝુલ્મો હું રહી શકતો નથી
તું સહી શકતો નથી, હું પણ સહી શકતો નથી.

જોઈશું કે ક્યાં સુધી સંહાર ફાવે છે હવે
ધૈર્યધર હા. આપણી સરકાર આવે છે હવે.

૨૮-૨ ૪૬



## યુવકને

આગળ યુવક ધસ્યેજા ભલે તું સરી ગયો,
પાછળ ન જો, ન ફર, જો જમાનો ફરી ગયો.

તોફાનમાં ઉતારુ થયા, ને મરી ગયો,
એ પહોંચ્યા કિનારે જે સાગર તરી ગયો.

તું છે હજી જવાન ને ઘરડો સમાજ છે,
કહેવાય કેમ, ઘરડો, યુવકને હરી ગયો.

સીક્કો છે એનો, નામ છે એનું, છે એની જીત,
મુઠ્ઠીમાં મોત લઈને જે રણ સર કરી ગયો.

ઠંડું છે તારું લોહી યુવક એમ કેમ છે?
તારો જરા વિરોધ થયો કે ડરી ગયો!

એવાં જીવન કે મોતનો શો અર્થ છે 'અમીન'
જે ખુદને કાજ જીવી ગયો, કે મરી ગયો.



## 'પરિવર્તન'

વિશ્વ સર્જી રહ્યું છે નવસર્જન
એના વર્તનમાં છે પરિવર્તન
જુનામતવાદીઓ ચેત, ચેત જરા.
તારૂં મંડાય છે હવે ખંડન.

વીજ ચમકાર છે પરિવર્તન,
તેગની ધાર છે પરિવર્તન.
જો ગુનાહીને બાળવી છે તો,
આગ, અંગાર છે પરિવર્તન!

મારો પોકાર છે પરિવર્તન,
એક ઉદ્ધાર છે પરિવર્તન.
તારી તકરાર છે પડી રહેવું;
મારી તકરાર છે પરિવર્તન!

પ્રાર્થના છોડ, છોડ એ પૂજન
એમ કર્યા. થઈ શકે કંઈ ઉપાર્જન,
તું જ સર્જક છે, તારી સૃષ્ટિનો,
તારી સૃષ્ટિનું તું જ કર સર્જન.

જોયા ચોપ્રુ, કર્યાં મેં મંથન.
એક ધનવાન એક છે નિર્ધન.
પેંતરા છે બધા એ ધર્મોના.
કોણ પાપી ને કોણ છે પાવન?

આપને શું કરી શકું સૂચન?
આપ રાખો છો માનવીનું મન?
કેટલી આપમાં છે માનવતા?
કેવું ગાળો છો માનવી–જીવન?

*

## એક મિત્રની શાદી પર

મુબારક થાય મારા મિત્રને મનમાનતી શાદી,
કુંવારાઓના જગમાં છે ખરેખર ક્રાન્તિ શાદી.
કહે બીજા ગમે તે, પણ છે જ્ઞાન–શાંતિ શાદી,
ઉકેલે છે 'જીવન પ્રશ્નો' ને દે વિશ્રાંતિ શાદી.

જીવનનો ધર્મ સમજે છે ઉભય ને પ્યાર શાદીથી
ચલાવે છે સફળ રીતે સુખી સંસાર શાદીથી.

ઘટા ચાર તરફ છાઈ છે ઉપવનમા ખુશાલીની,
છે દિવસ ઇદના તો જાણે રાતો છે દિવાળીની.
ગજબની રંગત છે ફૂલોની ને ક્યારાની ને માળીની,
છે વાતો એમ જ સાકીની ને શીશાની ને પ્યાલીની.

તમારાં એ દિલો એવાં મળી થઇ જાય એક દિલમાં,
ઉડો એક એકના પરવાના થઇ એ દિલની મહેફિલમાં.

બધા મિત્રોને મને, ટૂંક મુદ્દત માટે ત્યાગે છે,
ઉદાસી દિલથી ભાગે છે અને અરમાન જાગે છે.
ખુશાલીનાંજ વાજિંત્રો સવારે, સાંજે, વાગે છે,
મોહબ્બત અવનવી ભાસે છે મીઠી મીઠી લાગે છે.

જવાની ઉંઘ છોડીને ય માંગે જાગરણ ત્યારે,
અને દરરોજ પૂછે છે કે પડશે રાત્રિ ક્યારે!

અતિ આદર્શ ને ઉત્તમ વિચારોનું સરોવર હો!
તમારા પ્રેમની સંસાર નૌકાને ન લંગર હો.
નડે ના કોઇ તોફાનો બધાં મોજાંથી એ પર હો,
હો એવી શાંતિ જેમાં ન ગરબડ કંઈ જીવનભર હો,

પ્રણય સંગીત સાંભળવા દિલો તૈયાર થઇ જાયે.
અને જો એક તંબૂરો તો બીજો તાર થઇ જાયે!

ઘણા સુંદર સમય પર મિત્ર મારા, શાદી તારી છે,
જે નક્કી થઇ છે આ તારીખ એ તારીખ સારી છે.
જશે ગર્મીની મોસમ આવે શ્રાવણની સવારી છે
તને દિલથી રાગથી મુબારકબાદ મારી છે

આ એક નાચીજ 'હૃદયા'ને હૃદયની ભેટ બસ ગણવું
ગરીબોથી અમીરો માટે બીજું કંઇ નથી બનતું!



## 'સેહરો'

મુખ છે સુંદર અને સુંદર પર એ સુંદર સેહરો,
રહી જશે યાદ બધાને એ જીવનભર સેહરો.

જ્યારે સેહરાનું થયું પ્રેમથી શિરપર બંધન,
મુખને નવશાહના જોતો રહ્યો પળભર સેહરો

નાવ એક બનશે અને બીજો સુકાની બનશે,
પ્રેમ તોફાનનો છલકાવશે સાગર સેહરો.

એનો એવો તો ચમત્કાર બનીને રહેશે
અંતરો જોડી જશે, કાપીને અંતર સેહરો.

એ મુલાકાતો નવી, રાતો નવી, વાતો નવી,
રચશે દુલ્હન અને દુલ્હાનું પ્રણયઘર સેહરો.

પ્રેમ પડકારશે પોતાનો પરિચય પોતે,
બંધનો બાંધશે બંનેને બરાબર સેહરો.

યાદ આવે છે મને વાત એ શાદીની **'અમીન'**
જ્યારે બંધાયો હતો મારા કફનપર સેહરો.



## ફાવી શકે

જે કરે છે સામનો દુનિયામાં તે ફાવી શકે
જોઈલો શેતાન પણ ઈશ્વર ને હંફાવી શકે.

જ્યારે ખુદ શેતાનને ઈશ્વર ન સમજાવી શકે
ક્યાંથી આ દુનિયાના પાપો કોઈ અટકાવી શકે

માનવી જેમાં કે માનવતા નથી હેવાન છે
કોણ, જગના મૂડીવાદીઓને સમજાવી શકે!

જે ગુલામો હોય તેઓનો ખુદા હામી નથી.
નહીં તો ઝાલિમ સલ્તનતને આમ તે ફાવી શકે!

એ કવિની કલ્પના ને ઊર્મિઓ શા કામની
ક્રાંતિ લાવી શકે, આઝાદી ના લાવી શકે!

છે જરૂરત હિંદને, થોડાક વીરોની ફકત
જે ગુલામીને હમેશા માટે દફનાવી શકે.

*

ઝિંદગીમાં ઝિંદગી છે કામની એ ઝિંદગી
જે મરેલા દેશમાં કંઈ ઝિંદગી લાવી શકે.

છે સમજનારા તો ઓછા નાસમજનારા વધુ
એમ વધારે મુર્ખને ઓછાં શું સમજાવી શકે.

એક તો હું માનવી ટૂંકો ને ટૂંકી ઝિંદગી
ક્યાંથી મુજ ભોળા વિચારો કોઈ અપનાવી શકે.

શું કરું એ શ્વાસને જ્યાં ઝિંદગી નિશ્વાસ છે
શ્વાસ જાણે એટલું બસ, જઈ શકે, આવી શકે.

જે સમજતો કંઈ નથી સમજતું છું સમજે એ જ છે
ના સમજ એને પડે ના કાંઈ સમજાવી શકે.

તો જ એ સમજાવનારાઓને હું માનું '**અમીન**'
ના સમજવું હોય તેને જ્યારે સમજાવી શકે.



# સર્જનહારને

સુખની સાથે સાથે દુખ દેનારને
કેમ ભૂલું, ને વળી ફિરતારને!

મારું સર્જન, એનું સર્જન થઇ ગયુ
મેંજ સર્જ્યા મારા સર્જનહારને.

જીતવામાં એમ તો જીતી ગયા
પણ દલીલોથી છુપાવી હારને.

મારી સાથે એનું એ વર્તન રહ્યું
જાણે હું ખપનો નથી સંસારનો.

જોઇલો, પરપોટો હું પણ જોઉં છું
જોઇ લેવા ઝિંદગીના સારનો.

યાદ કરતાં, પૂર્ણ થઇ ચાલ્યું જીવન
ભૂલી ના એવું હવે કિરતારનો.

જે મળ્યો પાપોમાં ડૂબેલો મળ્યો
શોધી શોધી, થાકયો તારણહારને.

ત્યારે કહેવાશે 'અર્માન' આઝાદ તું
જો કલમથી જીતશે તલવારને.



## સર્જન થશે

જો યુવકના રક્તનું સિંચન થશે
તો આ હિંદુસ્તાન નંદનવન થશે.

થઈ જવા દો નાશ દુનિયાનો ભલે
નાશમાંથી એક નવું સર્જન થશે.

ચાહો પીએ માનવીનું માનવી
શી ખબર, એવા પરિવર્તન થશે !

એને લેવા દો અનુભવ ઠોકરો
એજ દુર્જન આખરે સજ્જન થશે

એના જીવનમાં ભરેલો છે કવિ
કોણ જાણે મરણ ના જીવન થશે !

ખેડવાની છે ગઝલ ભૂમિ હજી
ગુર્જરીમાં પણ ગઝલ ગુલશન થશે.

મારા મર્યા બાદ મિત્રોને 'અમીન'
મારું જીવન જીવવાનું મન થશે.



# ફોરમ રાખું છું.

ગુજરાતને ગઝલો આપું છું પણ ધ્યેય એ હરદમ રાખું છું
'ગંગા' અને 'ઝમઝમ' બંનેની સરહદનો સમાગમ રાખું છું.

સંસારમાં જો કંઇ રાખું છું, એક મિત્ર અનુપમ રાખું છું
દિલ મારી ગતાગમ રાખે છે, હું દિલની ગતાગમ રાખું છું

મારૂં અને પુષ્પોનું જીવન જો એમ જુઓ તો સરખું છે.
છે તેટલું મારૂં મુલ્યાંકન, હું જેટલી ફોરમ રાખું છું.

છે પ્રેમનો મારગ રાહ વિકટ, પહોંચીશ છતાં મંઝિલની નિકટ
કંટકથી ભરેલા સંકટ–પટ હું તારી ગતાગમ રાખું છું.

શું વિરહની રાતે વીતે છે, બંનેના અનુભવ ના પૂછો,
એ પુષ્પની સમ પ્રાતઃકાળે આંખોમાં હું શબનમ રાખુ છું

જે મારા હૃદયના ભાવો છે, એ મારા હૃદયને ભાવે છે,
જે કંઇ હૃદયંગમ રાખું છું, તે હું હૃદયંગમ રાખું છું

હું પાપ છુપાવી પાપોમાં એક પાપ ઉમેરું છું જાણે.
મોહબતમાં બધું છે જાહેર પણ જાહેરમાં એ મોહબત રાખું છું

'આઝાદ' તખલ્લુસ તો રાખ્યું, ને એમ '**અમીન**' આઝાદ થયો,
પણ તેટલું જોખમ ખેડું છું. હું જેટલું જોખમ રાખું છું.

## મળી 'વાહવા' મને

થઈ ગઈ એ ખાત્રી તો હવે સો ટકા મને
નિજમાં જો થાઉં ગુમ તો મથું પામવા મને.

એ આત્મબળની ઓથ મળી છે સદા મને,
જગની બુરાઈઓનો નડ્યો તાપ ના મને.

કોઈ પથિકની કામ ન આવી કલા મને
મુજ લક્ષ્ય માટે કરવી પડી સાધના મને.

અંધકાર પર ફાવી રહે જેમનો પ્રકાશ,
ના માણસાઈના એ મળ્યા દીવડા મને.

મારા પ્રણયની વાત નિરાળી. પ્રભુ જુઓ,
'લક્ષ્મી' ગમી નહીં ને ગમી 'શારદા' મને.

મૃત્યુના જામમાં છે ભરી કડવી જિંદગી,
પીવી જ પડશે મીઠી ગણી એ સુરા મને.

બુદ્ધિની વાત છોડો હવે દિલની ઊર્મિઓ
લેવો પડ્યો છે પક્ષ તમારો સદા મને.

મેં નામના ના માગી ને નામ પણ કર્યું,
પજવી રહી છે આજ હવે નામના મને.

મારી વિચિત્રતા તો ગઝલની જુઓ 'અમીન'
ભરતો ગયો હું 'આહ' મળી 'વાહવા' મને.

જ્યાં જ્યાં મને 'અમીન' જવું છે હું જાઉં છું,
વાહન બનીને ફેરવે છે કલ્પના મને.

## દિલની ધડકનથી

મને શિક્ષા મળી છે એટલી વાચન ને ચિંતનથી,
વધુ દુઃખ પામવાનું છે વધુ જીવન–વિવેચનથી.

હજી મૃત્યુ નથી આવ્યું, દયા તારી જીવન દાતા,
મને એ પ્રશ્ન મુંઝવે છે, મળ્યું શું મુજને જીવનથી.

જુદી જાતિ, જુદી રસ્મો, જુદા વાડા, જુદા ધર્મો,
બધું હો પૂર્વજોનું શું નથી આવ્યું સનાતનથી.

મને ભૂલી જવા ચાહો છો હસો છો, વિચારો છો,
મટી શકતો નથી હું કેમ તો પણ આપના મનથી.

વિરહમાં વિહ્વળ છું ને વિચારોમાં હું વિચરું છું
મઝા એકાંતની ના ઝૂંટવી લે તેઓ દર્શનથી.

જવાની આપની મેં જોઇ, ને બળ આપનું જાણ્યું.
કહો રોકી શકો પણ છો બુઢાપાને એ યૌવનથી.

નથી એવો નથી હું આશ્વાસન આપથી ચાહતું
મળે છે આશ્વાસન મુજને અંતરની હુતાશનથી.

ન ઉજવું છું વરસગાંઠો, ન મારી ઉમ્ર હું આંકું
ગણી લઉં છું ઘડીઓ જીંદગાની, દિલની ધડકનથી.

થયો છે જન્મ જ્યાં મારો, ને જ્યાં કહેવાઉં માળી હું
ન સુરભિ પણ મને આજે મળે છે મારા ઉપવનથી.

'અમીન આઝાદ' છું તો પણ હું બંધનમાં છું જીવનના
પરીક્ષા લઇ રહી છે મારી, દુનિયા મારા બંધનથી.

# તોળતો હતો

'જેને હું આમ તેમ ફરી ખોળતો હતો
દિલમાંજ બેઠો એ મને ઢંઢોળતો હતો.'

જોઇને સ્વર્ગમાં મને, રેહમત હસી પડી,
જ્યારે ફરિશ્તો મારા ગુન્હા તોળતો હતો.

ગઇ કાલના એ માળીને જાણું છું આજ પણ,
મારા જીવનનું ફૂલ જે રગડોળતો હતો.

દરિયાકિનારે સાંજના, છે બાળપણની યાદ!
ગાતી હતી તું ગીત ને હું ડોલતો હતો.

મારા એ દિવસોને હજુ ભુલ્યો નથી,
પીતો હતો હું તેથી વધું ઢોળતો હતો.

ના'નો નીકળ્યો 'કણ'થી એ દુનિયામાં હું 'અમીન'
મોરી નજરથી જ્યારે મને તોળતો હતો.

## ચાંદની પાથરૂં છું

કવનમાં હૃદય-આગ જ્યારે ભરૂં છું,
સભાને નથી ભાસ, સળગી મરૂં છું.
જુદું હું વિચારી, જુદું આચરું છું.
મને જીવવું છે ન છુટકે મરૂં છું.

નિરાશા સમુદ્રે તણખલું છે આશા
જુઓ હું તણખલાને પકડી તરૂં છું.
કવું છું, ફક્ત ઉર્મિઓને કવનમાં,
નથી ધાર્યું સાહિત્ય-સેવા કરૂં છું?

તમન્ના સુરા છે, ને દિલ જામ જાણે,
હું ખાલી કરૂં છું ને પાછો ભરૂં છું.
તમે સૂર્ય થઈને તપો છો તપો, પણ.
જુઓ!! મને, ચાંદની પાથરૂં છું.

હું સંજોગનો ભોગ છું ભોગ જોગે
નહીં તો તમે જોત, શું શું કરૂં છું!
ફસાયો છું કે મનાવીને મનો,
ગુલામીમાં 'આઝાદ' નામે ફરૂં છું.

ઘણાં પ્રાણીઓ વિશ્વમાં ક્રૂર છે પણ,
ઘણો ભાગે હું માનવીથી ડરૂં છું.
અધર્મિ 'અમીન', એમ ધર્મિષ્ઠ છું: કે
બધા સાથે ઇન્સાનિયત વાપરૂં છું.

## બનાવી દે

જીવનમાં તો જીવનનો આધાર બનાવી દે
વેરાન બન્યા દિલને ગુલ્ઝાર બનાવી દે.

દિલ છેજ અને દિલમાં છે દર્દ જો રહેવાનું
એ દર્દને જીવનનો આધાર બનાવી દે.

આ તારી બનાવેલી દુનિયામાં રહ્યું છે શું?
એક બીજી નવી દુનિયા કિરતાર બનાવી દે.

તારાથી હું જગમાં છું મારાથી છે તું જગમાં
બન્નેનાં મિલનમાંથી કંઈ સાર બનાવી દે.

જગ જૂનું ફગાવી દઉં જગ નૂતું બનાવી દઉં,
સંજોગ મને જો ના લાચાર બનાવી દે

એ માનવી કહેવાશે માનવતા છે શું એમાં
જે 'માનવી-સેવા'નો વેપાર બનાવી દે!

એ રસમો રિવાજોની છે હાલ પુરાણી થઈ,
ઊઠ તારી જવાનીને તલવાર બનાવી દે.

હિંસાને અહિંસાની તકરાર નથી એમાં,
બસ તારી કલમને તું તલવાર બનાવી દે.

એની જ મહત્તા છે, છે જીત 'અમીન' એની
જે આતમની શ્રદ્ધાને ગિરનાર બનાવી દે.

## દુનિયાજ કારાવાસ છે

દિલ પ્રયાસો તો કરે છે: તોય વિપર્યાસ છે,
રોજ એ વિશ્વાસ મૂકે, રોજ નાસિપાસ છે.

આમની મારા ઉપર એ મહેરબાની ખાસ છે,
ત્રાસ તો આપી શકે છે એટલો સહવાસ છે.

એક કાયા તારને તાણી રહી છે જીંદગી,
જીંદગી પણ શું કરે, જે શ્વાસ છે, નિશ્વાસ છે.

કાવ્યનો છે શોખ જ્યારે આપને તો સાંભળો,
કાવ્ય સાંભળવા જરૂરી કાવ્યનો અભ્યાસ છે.

મારી મિલ્કત મારી પાસે છે છતાં કબ્જે નથી.
દિલનો હું ત્યાગી છું તો પણ કોઈનું એ દાસ છે.

પુણ્ય જો ઉપવાસ કરવામાં જ મળતું હોય તો,
રંકને છે પુણ્ય, બારે માસના ઉપવાસ છે.

મૃત્યુના આભારના ભારે દબાયેલી રહી,
જીંદગીનો, એટલે મૃત્યુ કરે ઉપહાસ છે.

આમ માની લઉં તો કારાવાસમાં પણ મુક્ત છું,
એમ માની લઉં તો ખુદ દુનિયાજ કારાવાસ છે.

ઉર્મિઓ આવી લખાવી જાય છે કાવ્યો 'અમીન'
બાકી અમને છે ખબર, શો આપનો અભ્યાસ છે!

# યાદ રહેવા દે.

હૃદયનાં દર્દ તું મહેમાન છે ના કેમ સત્કારૂં !
ભલે આબાદ તું રહીને મને બરબાદ રહેવા દે.

મને ફુરસદ મળે છે ક્યાં પ્રભુને યાદ કરવાની,
કરે છે યાદ કરનારા મને અપવાદ રહેવા દે.

રહું છું હાલ, પણ જાણું છું એ યુગના પરિવર્તન.
મને પણ એ ન રહેવા દે ન મારી યાદ રહેવા દે.

અરે જ્યાં માનવી પણ પાશવી જેવો થતો ચાલ્યો,
કહો આપ જ કહો કે કોણ માનવવાદ રહેવા દે !

ભળે જેમાં બધા પક્ષો, મળે જેમા બધા વાદો,
જરૂરત વાદની જો હોય એવો વાદ રહેવા દે.

અરે શું સુખ મળ્યું તમને. કહોને યાદમાં એની,
એ રહેવા દે તો શા માટે તમારી યાદ રહેવા દે?

મને એ શ્વાસ દેનારાના ધારો શ્વાસ લઉં છું પણ,
ફરી એ શ્વાસ લઈ લેનારની શું યાદ રહેવા દે !

કવિતાને છે બંધન પણ કવિને હોય ના બંધન,
'અમીન'. 'આઝાદ' છે, તેને અમીન આઝાદ રહેવા દે.

## જખ્મો હસી રહ્યા છે.

જાણીને માનવીઓ જગમાં બની રહ્યા છે
નિર્મિત મરણની સામે જીવન ઘડી રહ્યા છે.

બુદ્ધિપ્રદેશ પર તો છે અવનવા ધસારા,
કંઈ કંઈ વિચાર આવી પાછા ફરી રહ્યા છે.

દિલની થવાની દુર્ગત બંનેની છે જુદી હદ,
'આંખો રડી રહી છે જખ્મો હસી રહ્યા છે'

હા, દોષ તેમનો છે, શો દોષ દીપિકાનો?
જેઓ બની પતગા મરવા બળી રહ્યા છે.

નિર્બળ ભલે છે આંખો, ઝખ્મોને દાદ આપો
આંખોને જોઈ રડતી ઝખ્મો હસી રહ્યા છે.

મારા ગરીબ દિલની જોતા જજો અમીરી,
ચુપ છે ને સેંકડો દિલ એને હસી રહ્યા છે.

મારી વિચાર–સરણી છે જાણે એક નિસરણી
જેની ઉપર વિચારો ઉતરી–ચઢી રહ્યા છે.

હું એમનો હમેશાં ગણું ખયાલ એવો
ને એ ખયાલથી પણ મારા ડરી રહ્યા છે.

જીવ્યા 'અમીન' જીવ્યા એવું જીવન, જવા દો,
લાખો તમારી માફક એમજ મરી રહ્યા છે.

# મોત શીર્ષક હોય છે.

હોય છે શોધક, વિચારક, કે વિવેચક હોય છે,
પણ બધામાં સત્યસર્જક, યુગપ્રવર્તક હોય છે.

જેમાં દોષો હોય એવું કોઈ પુસ્તક હોય છે,
તો વિવેચક એનો, એનું શુદ્ધિપત્રક હોય છે.

સાર એનો શો હશે તે હું કહી શકતો નથી,
પણ 'જીવન'ના વાર્તાનું 'મોત' શીર્ષક હોય છે

પ્રેમમાં હું! જીભ, વચ્ચે બોલવાની શી જરૂર!
જ્યાં પરસ્પર આંખ દિલ સંદેશવાહક હોય છે!

મારી મિલ્કત, કલ્પનાઓ, ભાવનાઓ, ઊર્મિઓ,
મારી નિર્ધનતાનું ધન પણ મારું સ્તબક હોય છે.

પ્રાણ એના નાખીને ઊંચું હું સંપૂર્ણ બનું એ,
જ્યારે મારી ઊર્મિઓ જન્મે છે, ગાળક હોય છે

આખી દુનિયા એક સાગર છે નિરાશાનો 'અમીન'
બુદબુદા સમ આશ જેમાં કોઈ ક્ષુલ્લક હોય છે.

## 'જિંદગીમાં'

પલ્ટાય છે હૃદયના રંગો ઘડી ઘડીમાં
ગમમાં કદી ખુશી છે, છે ગમ કદી ખુશીમાં.

ના ચૈન છે ખુદીમાં, ના ચૈન બે ખુદીમાં,
ઝૂરે છે દિલ બિચારું, એ બેઉ લાગણીમાં.

દુનિયા ઉપર રહીને દુનિયાનો પરદેશી છું,
થઈ જાઉં છું હું જ્યારે ગુમ મારી શાએરીમાં.

તસ્વીર આત્માની એમાં ન જોઈ શક્યો,
દેખાઉં છું ભલે પણ "હું" ક્યાં એ આરસીમાં.

મૃત્યુની રાહ અમને જોવી પડી હમેશા,
ભગવાનની દયા છે બસ એજ, જિંદગીમાં.

ધાર્યું કે આશ્વાસન એમાં મને મળ્યું પણ,
છે પ્રશ્ન શું મળે છે ઈશ્વરને બંદગીમાં?

સૂરજના તેજને તો આછો કરી શકે છે,
દેખાવે કંઈ નથી પણ છે કૈંક વાદળોમાં!

બંને શિકાર શોધે બંને શિકાર ખેલે,
શો ફેર છે અમારા હાકિમ ને પારધીમાં.

અમને 'અમીન' એમાં શું શું નથી મળ્યું, પણ.
માનવતા મુશ્કેલીએ મળવાની માનવીમાં.

## આકાશના સિતારા

સામેજ છે નિરાશાની તોપના મુંઝારા
તુટી પડે ન જોજે આશા તણા મિનારા.

હું શોધતો હતો કે છે કોણ કોણ મારા
મળ્યા મને ઘણા પણ જોયા તો સૌ ઠગારા.

છોને તમે છો સારાં, છોને અમે નઠારા
ક્યાં છો તમે અમારા, તો ક્યાં અમે તમારા!

એ વાતમાં અનેરી છે ફિલ્સૂફી સમાઇ,
અમને જીવાડનારા છે અમને મારનારા.

કંઈ એટલા બધા છે મારા હૃદયના દાગો,
સરખામણી કરે છે આકાશના સિતારા.

જુના સમાજના છે સૌ થાંભલા સડેલા
જોજો ગળે પડે ના કંઇ આપણા સુધારા!

આજે 'અમીન'ને પણ ગળાને લોઇ લીધા,
'આઝાદ' છે પરંતુ છે કેદમાં બિચારા.

# શિક્ષણ જોઇએ

એવું જીવન ના મને ક્ષણ જોઇએ
જેને માટે રોજ રક્ષણ જોઇએ.

પ્રેમમાં જો આંખથી અશ્રુ વહે
હાલવું એકે ન પાંપણ જોઇએ.

'દીન' ને 'દુનિયા'માં ઝોલા ખાઉં છું,
જોઇએ 'આ' પણ ને 'તે' પણ જોઇએ.

પાપ જગમાં કેટલાં તુજથી થયાં ?
તું જો શિક્ષિત હોય તો ગણ, જોઇએ !

ડીગ્રીથી કંઈ નથી વળતું હવે,
કંઈ અનુભવનું યે શિક્ષણ જોઇએ.

તારા દિલમાં જોઈ લે તુજને 'અમીન'
નિજને જોવા નિજનું દર્પણ જોઇએ,

## મળે છે ?

આસ્તિકતામાં જ્યારે નાસ્તિકતા ભળે છે,
કુદરતનો કોપ ખૂણે ખૂણે ફરી વળે છે.

સંજોગના પવનના સુસવાટા જો ફળે છે,
એક પળમાં દુખના ડુંગર પણ હોય તો ટળે છે.

કુદરતને દોષ શાને ? કિસ્મતને ગાળ શાને ?
જે મર્દ હોય તેને જે જોઈએ મળે છે.

શું પ્રેમ, વાસનાને સમજી ગયા છે લોકો ?
શાને જીગર જલે છે, શાને હૃદય બળે છે ?

શું લેણું દેણું માનવનું જગ ને આભમાં છે ?
એક અહીંથી નીકળે છે, એક ત્યાંથી નીકળે છે !

જન્મમાં તો અમને શાંતિ કે સ્વર્ગ કંઈ ન મળ્યું,
મર્યા પછીની વાતો પણ જોઈશું, મળે છે !

## ચંદન ઘસે છે

મુજ કલ્પનાઓ જ્યાં જ્યાં ધસે છે
ત્યાં ત્યાં નવી એક સૃષ્ટિ વસે છે.

થાકીને જ્યારે બેસું છું, ત્યારે
મંઝિલના રાહો મુજ પર હસે છે.

આંખોની કીકી નાની છે તો પણ,
મારી નજરમાં દુનિયા વસે છે.

છે શ્વાન જેવા એના ઘણાં, જે
ચુપચાપ કરડે, પણ ના ભસે છે.

એ પારધીને જઈને શું કહેવું?
ખુદ પક્ષીઓ જ્યાં જઈને ફસે છે.

એનાં નયનમાં અશ્રુ છે એવાં,
—કે પાનખરમાં ફૂલો હસે છે.

મહેફિલમાં ખુશ્બુ પ્રસરી છે જાણે
મારી કવિતા ચંદન ઘસે છે.

જીવન 'અમીન' એ સંગ્રામ છે પણ,
લડતા નથી જે, આઘા ખસે છે.

## સુરાપાન જોઈને

જેને નમન કરું છું હું ઇન્સાન જોઈને
અકડે છે ખૂબ, પોતાને વિદ્વાન જોઈને.

મહેમાન જેને ધારતો, માલિક બની ગયા,
દિગમુઢ થયો હું પોતાને મહેમાન જોઈને.

રેખા બતાવી હાથની જોયા કરું છું હું,
નિર્બળ થયો નસીબને બળવાન જોઈને.

આપ્યો મને છે પ્રેમ, તો દીધું છે તમને રૂપ,
જે કાંઈ દે છે આપણો ભગવાન, જોઈને.

એને ઝુકી ઝુકીને સુરાહી કહે છે વાત,
ખાલી હસે છે મારું સુરાપાન જોઈને.

એવા વિચિત્ર મેળ ઉપર કેમ ના હસું ?
અરમાન મારા, આપના અરમાન જોઈને.

તેઓની સાથે ચાલે છે દુનિયા ફક્ત 'અમીન',
ચાલી રહ્યા છે તેઓ જમાનો જોઈને.

# પાપ જો

ગાન જો, આક્રંદ જો, આલાપ જો,
મારા પ્રેમી દિલનો ત્રિવિધ તાપ જો.

કાવ્યમાં ના હોય કાંઈ માપ જો,
નામ અપદ્યાગદ્ય એને આપજો.

આપના બદલામાં દિલ તૈયાર છું,
આપને જે આપવું હો, આપજો.

ના, મને સંતાપનું કંઈ દુખ નથી,
સુખ મળે જો આપને, સંતાપજો.

ચાર આંખોનું અધૂરું છે મિલન,
એ દિલોનો થાય ના મેળાપ જો.

ઉગ્ર થઈ બોલી ગયાં જે કંઈ છતાં,
એની આંખોમાં છે પશ્ચાતાપ, જો.

મારૂં અંતર જોવા દૃષ્ટિ જોઈએ,
આંખના 'અંતર'થી અંતર માપજો.

દિલના ઝખ્મો પર નમક છાંટીને એ,
એટલું કહેતા રહ્યા 'ચુપચાપ જો.'

એકલું વ્યક્તિત્વ જાણે ગૌણ છે
પક્ષની ના હોય એ પર છાપ જો !

પ્રેમી દિલનું દર્દ છે એમાં 'અર્માન'
જો ગમે તમને ગઝલ આલાપજો.

## આવેશમાં

દેશ માગે માટે બીજા દઈ દે છે જીવન પરદેશમાં
ને અહીં ગભરાય છે દેશીથી દેશી દેશમાં.

એ જનારા જો અહીંની જાયના તો શું કરે,
લુંટવાનું કંઈ નથી બાકી રહ્યું, મુજ દેશમાં.

શેખજીનો દાખલો રાખો નજર સામે, જુઓ,
શી અસર બાકી રહી છે કોઇના ઉપદેશમાં.

હું તને જોયા કરું ને તું મને જોયા કરે
આંખો સમજી જાય છે આંખો તણા સંદેશમાં.

એક ઉર્મિલ વ્યક્તિ માફક હું બધું લખતો ગયો,
એટલે ભૂલો કરી નાંખી હશે આવેશમાં !

બેવફા દિલમાં, વફાની આશ શી રાખે **'અમીન'**
શોધવાથી કંઈ મળે પ્રકાશ કાળી મેશમાં ?

## કરે કોઈ

ન્યાય કેવો જફા કરે કોઇ
ચુપ રહીને સહ્યા કરે કોઈ

દર્દ છે તો જ દિલનું જીવન છે,
દર્દની શું દવા કરે કોઈ.

છે ગુનાહોમાં પણ અજબ લઝ્ઝત,
કેમ પાપો જતાં કરે કોઇ.

એવો કેવો હું જગ-મુસાફિર છું !
જેને બસ લૂંટયા કરે કોઈ.

દિલની હાલત તમે તો જાણો છો,
'શું હમેશાં કહ્યા કરે કોઈ.'

હદ નથી એના લોભની જગમાં,
માનવી પર દયા કરે કોઇ.

આખરી દમ સુધી રહું પીતો,
જો મે પીવડાવ્યા કરે કોઇ.

દર્દ છે જ્યારે દિલનું મિત્ર, 'અમીન'
મિત્રને શું મના કરે કોઈ.

# માનવી વંચાય નહીં

જ્ઞાન ફળ તેને ફળે છે કે જે ફૂલાય નહીં,
ફળથી ભરપૂર કયા ડાળ ઝૂકી જાય નહીં!

મોત માટેજ ફક્ત વક્ફ જીવન થાય નહીં,
એમ જીવાય છે પણ એમ તો જીવાય નહીં!

કાવ્યમાં પ્રાણ ન હો તો કવિ પૂજાય નહીં,
રંગ પૂરાય નહીં, રક્ત જો સિંચાય નહીં.

શક્તિ એમાં હો 'તા શું કવિ કહેવાય નહીં?
'ખાસ ગુજરાતીઓ' આપે જે અભિપ્રાય, "નહીં!"

માફીનામા ભલે બળજબરીએ લખ્યાં હો, પણ,
કોઈ આઝાદ કદી બંધને બંધાય નહીં.

વાંચવા માટે તો છે માનવી-પુસ્તક જેવા,
તે છતાં માનવી કે માનવી, વંચાય નહીં.

માનવી જીવે છે માનવતા મરી ગઈ એની
કેમ પાશવતી પશુતા પછી પોષાય નહીં.

પ્રેમનો પૂલ બને જો કે, પણ એ શી રીતે?
તાર દષ્ટિના અને દિલના જો સંધાય નહીં?

આશ ફળશે તો મઝા નષ્ટ થશે જીવનની,
જે નિરાશા છે અમર જોજો મરી જાય નહીં.

મુખ્ય બે કામનો સૂર એક ને સરખો હાળો,
છે ગુન્હેગાર જો ગુજરાત ગઝલ ગાય નહીં.

રોગ રગ-રગમાં ગુલામીનો છે રોગી એવા,
રોગ જૂનો છે, ગુલામોને ગમી જાય નહીં!

છે સદાચારીઓ, છે ધર્મો, અને ઇશ્વર પણ,
તે છતાં કેમ જગત શાંતિ જળવાય નહીં?

એ જો છલકાશે તો ઢોળાશે સુરા જીવનની,
જામ જીવનનું ભરી રાખો છલકાય નહીં.

## સંસાર નાટક છે.

મને એ પૂછવાદો માન્યું કે કુદરત નિયામક છે.
જગત પોષક હતો જે દેશ આજે કેમ યાચક છે?

કહો છો આપ દિલની વાત બેશક; પણ મને શક છે,
—કે એ શબ્દો રહ્યા મુખના, ને દિલ ક્યાં પારદર્શક છે?

બુઢાપો 'ઉત્તરાર્ધ' એનો અને 'પૂર્વાર્ધ' છે યૌવન,
જર્ણી 'પ્રસ્તાવના' છે બાળવય; જીવન કે પુસ્તક છે!

થતેના મારું સર્જન તો જગતને ખોટ પડને શું!
થયું સર્જન તો એ શા કામનું! સર્જક વિસર્જક છે.

જવા દો આસ્તિકોના જૂથને હું ખૂબ જાણું છું,
અરે! એ નાસ્તિકો સારા કે કુદરતના ઉપાસક છે.

થયા વર્ષો કરી શક્યો ન ઘર એ કોઈના ઘરમાં,
કદી આકાશવાસી છે કદી એ વિશ્વવ્યાપક છે.

તમે જીવો તમારી જીંદગી, જીવું છું હું મારી,
તમે પણ પાત્ર, હું પણ પાત્ર છું, સંસાર નાટક છે.

પ્રણય—સાગરના તોફાનોને એ ખાળી નથી શકતા,
હૃદયનો દોષ શો એમાં, નયન વિશ્વાસ—ઘાતક છે.

પડી જો કોઈ પર આફત તો મેં મારી ગણી લીધી,
સમાયું વિશ્વ દિલમાં છે, કે દિલ ખુદ વિશ્વવ્યાપક છે?

જુદાં મંતવ્યો એના ને જુદા જીવનના સંજોગો,
'**અમીન આઝાદ**'ને ક્યાં આ જગત રહેવાને લાયક છે?

## શબ્નમ નથી.

મુજ વિચારો મુજ વિચારો છે, ભલે ઉત્તમ નથી,
એમ તો કમ છું બધાંથી, આપથી કંઈ કમ નથી.

ભૂલ કરવાનો મળ્યો છે માનવીને વારસો,
આપણા માબાપ શું 'હવ્વા' અને 'આદમ' નથી ?

મારી દષ્ટિ રૂપને સત્કાર આપ્યે જાય છે,
એ બતાવે છે, કે મારા પ્રેમમાં સંયમ નથી.

એમ તો 'સંતો' 'મહંતો' ને 'શ્રીમંતો' છે ઘણાં,
પણ હવે 'હાતમ' નથી 'ગૌતમ' નથી 'વિક્રમ' નથી.

વિરહમાં રડતી રહી એના ભ્રમરના રાતભર,
છે કળીના અશ્રુઓ, શબ્નમ છે તે શબ્નમ નથી.

જન્મનારા જ્યારે જગમાંથી જનારા છે જરૂર,
જીંદગીનો ગમ નથી ગમ, મોતનો ગમ, ગમ નથી.

એ નિયમ છે સૃષ્ટિનો કે મોસમો બદલાય છે,
કેમ આ પરતંત્રતાની ગર્મ હજી મોસમ નથી ?

અંને, મા ધરતીનું લોહી પી ઉછર્યા સાથ સાથ,
'ફુલ' પણ મારી નજરમાં 'કંટકો'થી કમ નથી.

છું બધાનો મિત્ર દુશ્મનના ય દિલમાં સ્થાન છે,
કંટકોની પણ નજરમાં ફૂલથી હું કમ નથી.

જ્ઞાન–સાગરને કિનારે છું હજી બાળક 'અમીન'
મારવાને તો મને તોફાન શું ચોગમ નથી ?

## યાદ આવી

જમાનાની જ્યાં આપદા યાદ આવી,
મને ભૂલવા ગમ, સુરા યાદ આવી.

બુઢાપાના જોઈને ઠંડા નિસાસા,
જવાનીની મુજને હવા યાદ આવી

જનાઝો જતો કોઈનો જ્યારે જોયો,
તરત મુજને મારી કઝા યાદ આવી.

જવાની પછીના બુઢાપાને જોતાં,
એ માબાપની બદદુઆ યાદ આવી.

ગયો ભૂલથી ભૂલી હું, ક્યાં જવું છે;
મને કેમ ના ભઈ જવા યાદ, આવી.

'અમીન' એમ કહેતો હતો 'હું અમર છું.'
મને આજ એની કઝા યાદ આવી.

# બિછાવીને રહેશે

પ્રયાસો કરે તેજ ફાવીને રહેશે,
ફક્ત તેજ લણશે જે વાવીને રહેશે.

સપાટા ભલે પાનખરના છે ફાવ્યા,
વસંત આવી ઉપવન ખિલાવીને રહેશે.

વિજય થેલા હર્ષિત નથા ગર્વ ના કર,
નિયમ ગર્વનો છે હરાવીને રહેશે.

મળી ગઇ ખબર કોઇના આગમનની,
'નજર જાળ' નયનો બિછાવીને રહેશે.

છવાયાં નિરાશાનાં છે વાદળાં પણ,
એ ક્યાં 'આશ સૂરજ' છુપાવીને રહેશે.

જગતમાં એ બંદો બન્યો છે ખુદાથી,
તો બંદો ખુદાને બનાવીને રહેશે !

ન રહેશો, છે જગમાં નિયમ આવજાનો,
ગયા આપ, તો અન્ય આવીને રહેશે.

અમારો ભલે પાળી પોષ્યા રહ્યા હો,
ગરીબો ગુલામી ફગાવીને રહેશે.

**'અમીન'** આપનો એમ ખુદદાર છે પણ,
જરૂરત પડે, શિર ઝુકાવીને રહેશે.

# દિલાસામાં

જીવનની મઝા આપી તો આપી નિરાશાએ,
જે ખોઉં છું આશામાં પામું છું નિરાશામાં.

એ રીતે તો ઉપયોગી છે એનો દિલાસો દિલ,
તું દર્દ વધારી તો આપે છે દિલાસામાં.

શિર પટકીને પાછી ગઈ એ લહરીઓ મોજાંની,
ના હૂંફ મળી જ્યારે બેદર્દ કિનારામાં.

જો પાપ ન કરતે હું શી પુણ્યની ગત હોત !
મેં પુણ્યને જાણ્યું છે પાપોના જમાનામાં

જીવનને સુધારૂં પણ સુધરે તો ખરૂં જીવન !
ભૂલો જ થતી ગઈ છે પ્રત્યેક સુધારામાં.

છું દર્દની દુનિયામાં 'મશહૂર' **'અમીન'** એવો,
જે દર્દ છે બીજાનું તે હોય છે મારામાં.

## 'ગઝલ' આવી

આશ મારી જરા ય જ્યાં ફાવી,
કાં નિરાશા તરત ધસી આવી ?

મૃત્યુ જાણે કે હદ છે જીવનની !
ઝિંદગી કોણે એવી સર્જાવી ?

થઇ જશે ઝિંદગીનું દુઃખ પૂરૂં,
ઝિંદગી યમને જઇ મળી આવી.

કલ્પના મારી ને કવન એનું
રૂપની ખ્યાતિ મેં જ ફેલાવી.

રહી ગયાં એ જતાં જતાં જ્યારે,
જાન જાણે જતાં જતાં આવી.

મનની આશા **અમીન**'ની ફાવશે,
આવી ગુજરાતમાં "ગઝલ" આવી.

# જવાનો હતો

'જવાની' સમય જે જવાનો હતો,
ફરી હાથ ક્યાં આવવાનો હતો ?

હૃદયમાં ઉમંગો તરંગો હતાં.
મોહબ્બતનો એ એક જમાનો હતો.

બનાવી જમાનો મને શું કરે ?
એ જાણું છું શું મુજ જમાનો હતો !

અસર રૂપની થઇ, થયો પ્રેમરોગ,
· થવાની હતી, તો થવાનો હતો.

હૃદય, દર્દની સાથે એમી ગયું,
એ ઉપકાર એની દવાનો હતો.

નઝર ઝાંખી, તન ઢીલું, ને ધોળા વાળ,
સમય એ જવાની જવાનો હતો.

થવાનો હતો જેનો હું ના થયો,
થયો ના જે મારો થવાનો હતો.

જો ખ્યાતિ છે 'ઇકબાલ'ની એમાં બેદ,
ખુદીનો હતો કે ખુદાનો હતો ! ?

થતો જાઉં છું જાણું મંઝિલથી દૂર,
હું ક્યાં જાઉં છું ક્યાં જવાનો હતો !

છે મૃત્યુ જ તારક જીવનનું **'અમીન'**
જીવન છોડી ક્યાં તું જવાનો હતો ?

## રહેવા દે

સહન કર્યું ઘણું દુખ, ના વધુ બીમાર રહેવા દે,
સુખી સંસાર તો પળવાર, પાલનહાર રહેવા દે.

જવાની ગઈ 'જવાની', તો હવે તકરાર રહેવા દે,
બળી રસ્સી રહ્યા રસ્સીના વળ દિલ્દાર રહેવા દે.

મોહબ્બતમાં રહે, તો એટલો વહેવાર રહેવા દે,
ભલે બાકીના તૂટે તાર, દિલના તાર રહેવા દે.

'વફા, ને 'બેવફાઇ'ને એ મિત્રોની હું જાણું છું,
મને ના હો ખબર એમાં નથી કંઇ સાર, રહેવા દે.

કદી એ તેજ, ના માંગું, હરે જે તેજ આંખોનું,
રહ્યા, જીને અમારા પર રહ્યો, અંધકાર, રહેવા દે.

એ માનું છું, કે માનવ છું, વળી આભાર શો માનું!
હું એ ફિરતારને રાખું, મને ફિરતાર રહેવા દે.

ખુશીમાં તો હું ખુશ છું, પણ ગમીમાં પણ નથી નાખુશ,
ખુશી પર ક્યાં સુધી એની મને ફિરતાર રહેવા દે.

અભિમાની છું એવા પણ રહે છે દૂર જે તુજથી,
'અમીન' આઝાદ છે તું, શી તને દરકાર? રહેવા દે!

## થાય ના

જોઇ તમને આજ શું શું થાય ના,
કોણ હતભાગી છે જે ફૂલાય ના.

એવું તો ધાર્યા વિના રહેવાય ના,
લૂંટવા જે જાય છે, લૂંટાય ના?

દિલને બદલે દિલ હું માંગું છું ફક્ત,
આપથી એથી વધુ લેવાય ના.

આપવાનું છે પછી આપીજ દો,
દિલ છે એ વસ્તુ કે જે સચવાય ના.

શું રડો છો લોકને દેખાડવા,
એમ પાપો શેખજી! ધોવાય ના!!

હા, જવાની આવી, ચાલી ગઈ છતાં,
કેમ આ ઘડપણ ગયું ના, જાય ના?

કેવો પરદો! તું મને જોયા કરે!
જોઉં જો હું, તો મને દેખાય ના!

નાખુદા પણ હોય, તેથી શું થયું?
નાવ કંઈ તોફાનમાં સચવાય ના.

એ સમજવું છે ઘણું મુશ્કેલ 'અમીન'
જે સમજમાં આવે, પણ સમજાય ના.

## માનવ જીવનની

ઝડી વરસાવો મારા પર દમનની,
નહીં શ્રદ્ધા ડગે મજબૂત મનની.

વતન મારૂં, છે એ તો અંગ જગનું,
વતન દુનિયા, બધી દુનિયા વતનની.

નિરાશા છે તો આશામાં મઝા છે,
નિરાશામાં જ છે આશા જીવનની.

અરે આ નગ્નતામાં જન્મનારા,
જરૂરત કેમ રાખે છે કફનની !

મરૂં છું તો પછી જન્મયો છું શાને,
સમસ્યા એજ છે મારા જીવનની.

'કલા ગમતી નથી 'ભ્રાન્ત પૂજક'ને
'પુરાતન કાળ'ની કે 'અદ્યતન'ની.

ભલે છું ઉન્નતીનો સ્વપ્નદ્રષ્ટા
પકડ છોડે મને છે ક્યાં પતનની.

હકીકત છે, નથી એની હકીકત
હકીકત કેટલી માનવ–જીવનની !

પ્રણય બીમારે મીંચી આંખ અંતે,
બિચારાની ખૂટી ધીરજ નયનની.

## 'શું જાણે ?'

વિરહની રાત, ઉલ્કાપાત, તું અજાત શું જાણે ?
તને લાગી નથી દિલમાં તો દિલની વાત શું જાણે !

નિરંજનને નિરાકારી જીવન આઘાત શું જાણે,
મને લાગી છે જે દિલમાં જગતનો તાત શું જાણે !

જવાનીનો ફક્ત ઘડપણ છે પ્રત્યાઘાત શું જાણું !
જવાની પણ દિવાની છે એ પ્રત્યાઘાત શું જાણે !

જીવન સમજે તો એકએક શ્વાસ એનો પાઠ આપે છે.
ન જાણ્યું જીવતાં જેણે જીવનની વાત શું જાણે !

જીવનપુંજી તને તુજ પ્રેમીએ અર્પણ કરી દીધી
હૃદયથી કીમતી એ પ્રેમમાં સોગાત શું જાણે !

'અમીન' આઝાદ છે આ જગ કે પેલા જગની શી ચિંતા ?
ખુદીમાં મસ્ત છે, એ પારકી પંચાત શું જાણે ?

## હાલ રાખું છું

જીવું છું એવું જીવન એવો હાલ રાખું છું.
તમાચા મારી ને મુખ ગાલ લાલ રાખું છું.

ન કોઇ ચીજમાં કાંઇ કમાલ રાખું છું,
ન ઘર, કુટુંબ, ન મિત્રો ન માલ રાખું છું.

હું બાળપણમાં જવાનીની ચાલ ચાલીને,
જવાનીમાંજ ઘણાં ધોળા બાલ રાખું છું.

ખુદીમાં મસ્ત છું ડરવાનું કામ શું છે મને
જીવન મરણનો કદી ક્યાં સવાલ રાખું છું.

ઘણી છે ફિક્ર ઘણો ગમ છે તે છતાંય 'અમીન'
રૂદનમાં હાસ્યનો હરદમ ખયાલ રાખું છું.

## હૃદયની સિતારને

ના છેડો મારી, તુટેલા દિલની સિતારને
ના પાનખરમાં યાદ કરાવો બહારને.

સમજી હું મારો આસરો સપડાયો જાળમાં,
શું જાણું શોધતું હતું કોઈ શિકારને !

જીવન પછી મરણ અને શું છે મરણ પછી,
હું કાંઈ પણ સમજ્યો ન જીવનના સારને.

રંગે છે જાત જાતના રંગે મને જગત
હું છું કે છોડતો નથી મારા ચિતારને.

બાંગોથી ના તો ઘંટના નાદોથી કંઇ થયું,
વશ થઈને હું તો જાગ્યો છું દિલની પુકારને.

ખોવાયેલા એ મિત્રોની આવે છે દિલમાં યાદ
ગુંથી રહ્યો છું જાણે હું ફૂલોના હારને.

શું યાદ શક્તિ એટલી મારી વધી 'અમીન' !
ભૂલી ગયો હું આખરે પરવરદિગારને !

# કદી ન જો

'દિલ પ્રેમમાં ફના કરી પાછું ફરી કદી ન જો,
ન્યોચ્છાવર થઇને કોઇ પર જે ગઈ તે જીંદગી ન જો.'

તારી ખુશી જો તું જુએ, જગની પસંદગી ન જો.
દિલની ખુશીમાં મસ્ત રે' બીજાની નાખુશી ન જો.

જો રૂપને જુએ તો તું દૃષ્ટિ કળાની રાખજે,
બદનામ 'પ્રેમ' થઇ પડે એ આંખથી કદી ન જો

શું થાય, જોઈ તો ખરો મર્યા પછી એ જોઈ લઇશ;
જોતો નથી કદી મને તો જા ખુદા કદી ન જો.

ના ધર્મની કિતાબ જો, ના પાપ જો કે ના સવાબ
જીવનને લાજવાબ જો, યૌવન શરાબ પી, ન જો.

આંખો જુદી, હૃદય જુદાં, જીભે જુદું બતાવશે,
એ તારા દોસ્તોમાં તુ હંમેશ દોસ્તી ન જો.

આઝાદ થઇને ફર **'અમીન'** પર્વા ન કર સમાજની,
એ ના જુએ તને તો તું એને જીવન સુધી ન જો

## 'શું કરું !'

છેજ જાહેર મુજ વિચારો શું કરું !
ને તમે સમજો નઠારો શું કરું !

ઊંઘમાં શું ? જાગૃતિમાં પણ મને;
સ્વપ્ન આવે છે હજારો શું કરું !

એક બાજુ, એ છે દુનિયા છે બધી,
એકલો ત્યાં હું બિચારો શું કરું !

મારું જ્યાં આકાશ પોતાનું નથી,
મારો ચમકાવી સિતારો શું કરું !

દિલની હાલતને તમે જાણો તો છો,
એ વિષે તમને ઇશારો શું કરું !

એમ તો ક્યાં કોઇનો હું થાઉં છું,
થઇ ગયો તો પણ તમારો શું કરું !

એ ખરું, કે આખી દુનિયા છે બુરી;
એક જો હું હોઉં સારો, શું કરું !

છે જીવનમાં સેંકડો ભૂલો **'અમીન'**
એક બેમાં હું સુધારો શું કરું !

## ડરી ગયો

હું દોસ્તોનો એજ ઘડી ગમ હરી ગયો,
ચાલે છે દમ ને સમજી, ગયા, હું મરી ગયો.

હું કેફમાં જવાનીના શું શું કરી ગયો !
જીવન અને મરણની રમતમાં મરી ગયો.

લ્યો લાશ જોઈ લ્યો તમે એ માનદારની,
એકજ કફન છે લઈ ગયો ક્યાં જે ભરી ગયો.

વ્હેલો બુઢાપો આવશે નો'તી એ ધારણા,
કમબખ્ત મારી મીઠી જવાની હરી ગયો !

મુજ દેશમાંથી એ કવિ 'ઈકબાલ' શું ગયા
સાહિત્ય–આભમાનો સિતારો ખરી ગયો ! !

મિત્રો ઘણાં છે થોડા વિરોધી થયા તો શું !
થોડાક એવા મિત્રોથી શાને ડરી ગયો !

શું બાળપણથી પ્રેમનો રાગી હતો 'અમીન'?
એની જવાની જાય તે પહેલાં મરી ગયો !

## 'ખાકના અંબાર પર'

જીવતાં હાલત ન પૂછી આવી એના દ્વાર પર,
'ફૂલડાં શાને ચઢાવો છો હવે મરનાર પર'

આફતો સો સો ઘડી છે એક દિલ લેનાર પર,
ક્રોધ આવી જાય છે એ દિલના સર્જનહાર પર.

કેમ હું ધારૂં નિરાશાને કે એ આશા થશે!
છે : ઘણા હારી ગયેલા, ખેલનારા પ્યાર પર'

ઝિંદગી ટૂંકી, ને સામાજીક બંધન સેંકડો,
શું કહું કે થાય છે શું શું મને સંસાર પર.

ખાકમાંથી જન્મ લઈ માનવ મળ્યો છે ખાકમાં,
'ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર!

શ્વાસે શ્વાસે દર્દની ગમીમાં હું એકતાન છું,
છે અનોખું રોજનું સંગીત જીવનતાર પર.

અલ્પ જીવનમાંય એના પાદ દઈ ગઈ વીજળી
પળને માટે ગેળવી ગઈ એ વિજય અંધકાર પર.

આપના જીવનના રંગો પણ અનોખા છે **'આમીન'**
આજ મસ્જિદમાં તો કાલે છો સુરાલય દ્વાર પર.

# સબરસ નથી

એમ દિલ-ધામાં જરાયે રસ નથી,
એમના શબ્દોનું જો સબરસ નથી.

મારા સંજોગોને ટીકાકાર જન,
શ્વાસ લઉં છું એય કમ સાહસ નથી.

એટલે મૃત્યુને પડકારું છું હું,
કેમકે કંઈ જિંદગીમાં રસ નથી.

મારી માનવતા બધાંને ચાહવું,
પ્રેમી છું પણ સંકુચિત માનસ નથી.

માનવી સંજોગનું ઘડતર ફક્ત,
કોઈનું એમાં કંઈ સાહસ નથી.

રોજના 'મૃત્યુ-રમત'તો ના ગમે,
જીંદગી છે, જીંદગી, ફારસ નથી !

માનવીનો સ્વાર્થ ને સંગ્રહ જુઓ
જીવવું છે જ્યાં સુધી વારસ નથી.

કેટલાં વર્ષો નિરાશાનાં **'અમીન'**
એટલું શું જીવવાનું બસ નથી !

# હલાલ નથી

નથી એ વિશ્વનો ઉત્કર્ષ આજકાલ નથી,
કે માનવીની નઝર ને હૃદય વિશાલ નથી.

સુકાની સેંકડો છે એક નાવના જ્યારે,
કહો તમેજ, શું એ તંત્ર પાયમાલ નથી.

નથી જો એમાં જવાનીનાં રંગ ને ગર્મી
ભલે છે લોહી પણ એ લોહી ખાસ લાલ નથી

હરામ ગણીએ તો અપમાન એના સર્જકનું
કદી ન કહીએ કે અમને જગત હલાલ નથી.

દિલાસો દઈ ને એ દુ:ખમાં ફરીથી દુ:ખ દે છે
નથી મગજમાં સમાતી જગતની ચાલ નથી.

કહો દલીલને ખાતર સવાલનો છે જવાબ
જવાબમાંથી નીકળવાનો શું સવાલ નથી.

ભરી ભરીને હું પોતે પીઉં છું રૂપનો રસ,
શરાબ માટે જરૂરી મને કલાલ નથી.

મરે છે ત્યારે કવિની કદર થવા લાગે
એ કેમ જીવી ગયો એનો કંઇ સવાલ નથી,

હરામ શું છે અને શું હલાલ, રહેવા દો,
ગુલામ દેશમાં ખુદ ઝિંદગી હલાલ નથી.

સહન કરેલ તમાચા સમાજના છે **'અમીન'**
અમારા ગાલ નહિ કુદરતીજ લાલ નથી.

## ભરી ને પી

જામ પર જામ તું ભરીને પી,
ઝિંદગી ઝિંદગી કરી ને પી.

જીવવા કાજ છે જીવનની શરાબ,
જીવવા પી, મરી મરી ને પી.

જો નશો ના ચઢે, ઉભો થઇ જા
જામની ચારેગમ ફરી ને પી.

હું તો જે કંઇ છું તે જાહેર છું,
તું જો ચાહે ડરી ડરી ને પી.

મોટું જીવન બનાવવા જગમાં,
ઘૂંટ કડવા ભરી ભરી ને પી.

ખોટી વાતો ભલે ઠરે ખોટી,
ખરી વાતોને કર ખરી ને પી.

હા, રડીને ગુનાહ માફ કરાવ.
જામ 'કૌસર'નું કરગરી ને પી.

કોઇના પ્રેમની શરાબ 'અમીન'
દિલમાં ભર ને ભરી ભરી ને પી.

# ચમકે તે વીજળી નહીં

સાચું કહું તો રીત એ કહેવાય ન્યાયની નહીં,
તારી ખુશી ખુશી, અને મારી ખુશી ખુશી નહીં!

જો આજ મારી જિંદગી છે બીજું નામ મોતનું;
'જેને જગત મરણ કહે એ કેમ જિંદગી નહીં?'

એવું ઘણું છે આપણું, કહેવાય એમ આપણું,
દુનિયા છે જો કે આપણી, તો પણ એ આપણી નહીં.

મારી તો વાત ઠીક, પણ હાલતને દિલની જોઈને,
અશ્રુનો જોશ એ હતો, આંખો રડી શકી નહીં.

આમાં ન 'પાણી' હોય તો, એમાં ન 'આગ' હોય તો,
ગર્જે ન વાદળાં નહીં, ચમકે તે વીજળી નહીં.

હું છું કવિ, જુદી જુદી દૃષ્ટિએ ના જુઓ મને,
કોઈની આરસી બનું, કોઈની આરસી નહીં.

મારા વિવેચકોને હું વશ તો કરી શકું છું, પણ
કહેનાર કોઈ તો રહે, 'તારી કૃતિ ગમી નહીં!'

કાવ્યત્વ છંદબદ્ધતા, ને ગેયતા ન હોય તો,
એ પદ્યને 'અમીન' હું માનું જ શાયરી નહીં.

# વસાહત કેવી

રોજ દે છે હવે દિલ, દર્દને દાવત કેવી!
'રંગ લાવીને રહી મારી મોહબ્બત કેવી'?

એમાં બંનેનો સમન્વય છે, જો દિલ હો સાચું,
પ્રેમ કરનારને રાહત કે મુસીબત કેવી!

સ્પષ્ટ વકતા છું જે હૈયે છે તે હોઠે મારા,
વાત જાહેર વળી કેવી! અને અંગત કેવી!

ધરતી ભરચક તો થતી જાય છે માનવથી છતાં,
થઈ ગઈ પ્રેમથી ખાલી એ વસાહત કેવી!

દુશ્મની દોસ્તીમાં એમની બદલી અંતે,
જે અસંગત હતી, મેં કીધી સુસંગત કેવી!

કાં અમારીજ ખબર રાખો છો; પૂછો છો 'અમીન'
એ તો સંભળાવો તમારી છે તબીઅત કેવી!

## યાચના

તુજ કને એજ એ ખુદા માંગું,
કોમના દર્દની દવા માંગુ.

પણ છે હાથે ગુલામીનાં બંધન,
શર્મ આવે છે, શું દુઆ માંગું ?

રહી બીમાર જીવવા કરતાં,
એજ સારૂં છે મુજ કઝા માંગું.

જે તરફ હોય કાંઇ તોફાનો,
એથી ઉલ્ટી જ હું હવા માંગું.

જાઉં જ્યાં, છે કુસંપ ને ઝઘડા,
જાઉં પણ કયાં જો હું જવા માંગું.

તુજ દયાથી મને ઉગારી લે.
મુજ ગુનાહોની એ સઝા માંગું.

થાય છે કંઇક થઇ જવાનું મન,
થાઉં પણ શું જો હું થવા માંગું.

મોત સુધી જે શીખવાનું **'અમીન'**
હું નવું રોજ **શીખવા** માંગું.

## દયા હોય ના

જેમાં રુદન હોય એ મારી કથા હોય ના,
જેને બુઢાપો હરે, મારી યુવા હોય ના.

જેની દવા હોય એ દર્દ વળી દર્દ શું !
દર્દ એ કહેવાય છે જેની દવા હોય ના.

દર્દ છે તારું જુદું, દર્દ છે મારું જુદું
તારી દવા હોય તે મારી દવા હોય ના.

એમ એ સર્વત્ર છે એજ વિચારું છું પણ
આવે સમજમાં નહીં એવો ખુદા હોય ના.

મારી ખુશી ઓર છે, મારો ખુદા ઓર છે,
તારો ખુદા હોય તે મારો ખુદા હોય ના

છું જ ગુન્હેગાર કે જન્મના દેનાર, પણ
તારી ખતાની કસમ મારી ખતા હોય ના

કેમ એ જીવન, જીવન હોય કલાકારનું,
જેની જીવનસહચરી, નીજની કલા હોય ના

છે જ 'અમીન' આપનો આને બુરો તો બુરો !
જ્યાં એ બુરો હોય ના, સારી સભા હોય ના.

## સાંપડી છે

મને એ પ્રેમસુરા સાંપડી છે,
—કે જે પીવડાવવી પરને પડી છે.

જીવનની એ જડીબુટ્ટી જડી છે,
નિરાશાને અમર કરવી પડી છે.

ખબર રાખે તો કોઈ ક્યાંથી રાખે,
'બધાને પોતપોતાની પડી છે.'

નથી જ્યાં એકતા સ્વરાજ્ય કેવું?
ઇમારત આશાની તૂટી પડી છે.

'અમીન,' આઝાદ છું બંધાઈને પણ,
ફક્ત છૂટી જવાની સાંપડી છે.

# કોઈપણ ભાવે, નહીં

સંકુચિત મન જ્યાંસુધી શંકાઓ સળગાવે નહીં
ત્યાંસુધી ઠંડે કલેજે જીવવું ફાવે નહીં,

માનવીઓ જ્યાં સુધી માનવતા અપનાવે નહીં,
ત્યાંસુધી જગ, શાંતિ લાવે નહીં, આવે નહીં.

ભેટ આપુ દિલની, પણ જો આપને ભાવે નહીં,
ના, નહીં વેચી શકું એ, કોઈ પણ ભાવે, નહીં.

કાવ્યને પોષી રહ્યો છું હું હૃદયના રક્તથી,
નીર સમજી લેજો એને રંગ જો લાવે નહીં.

ધીરે–ધીરે ચાલનારાની જ એમાં જીત છે,
દોડનારા 'જીંદગીની દોડમાં' ફાવે નહીં.

હિંદને સાહિત્યકારોની જરૂરત છે છતાં,
ભૂખ્યા રહીને કોઈ, સાહિત્ય સર્જાવે નહીં.

એ ન આવ્યા શ્વાસ ચાલ્યા જાય છે બીમારના,
એમને કહેજો હવે તકલીફ ફરમાવે નહીં.

એમ આશા જો ફળે તો પણ ન લઝઝત ના મિઠાશ,
જ્યાં સુધી મારી નિરાશા એને બહેલાવે નહીં.

પ્રેરણા હદ તો બધી હદથી વધીને છે 'અમીન'
શું કરે કોઈ કવિ જો પ્રેરણા આવે નહીં,

મારી માનવતા મને પક્ષોથી પર રાખે 'અમીન'
કોઈ પક્ષે કોઈ મારું નામ નોંધાવે નહીં.

# 'હુસૈન ઝિંદાબાદ !'

ઐ હુસૈન ઝિંદાબાદ, ઐ હુસૈન ઝિંદાબાદ,
અર્જ કાજ તુજ જેહાદ,
ધર્મ તારો માનવવાદ,
દાબી દીધો એ ફસાદ,
કરબલાથી ઉઠ્યો સાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ.

વાહ એ ગંભીરતા,
લાવી રંગ વીરતા,
જીતી ગઈ એ સ્થીરતા,
ધન્ય તારી ધીરતા,
આજ પણ છે તારી યાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ.

હુસ્નનો ઉજાસ તું,
ઇશ્કનો વિકાસ તું,
એકનો નિવાસ તું,
દીનની સુવાસ તું,
દુશ્મનોય દે છે દાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ...
ઐ હુસૈન ઝિંદાબાદ.

ધન્ય ધન્ય તારી શાન,
ધન્ય ટેક ને સ્વમાન,
ના થયું નીચું નિશાન,
આપી દીધા બલિદાન,
ને ફળી તારી મુરાદ...
એ હુસૈન ઝિંદાબાદ...
એ હુસૈન ઝિંદાબાદ.

તારી આહૂતિ અમર,
બાળકોય વીર નર,
ખેલ ખેલી જાન પર,
નામ કર્યાં દિવ્યતર,
તારી થઇ સફળ જેહાદ...
એ હુસૈન ઝિંદાબાદ...
એ હુસૈન ઝિંદાબાદ.

કલ્પના ગમન કહે,
મન અને મનન કહે.
ને કવિ કવન કહે
એજ છે વતન કહે,
જોઇએ હુસૈન વાદ...
એ હુસૈન ઝિંદાબાદ...
એ હુસૈન ઝિંદાબાદ.



અમારે ત્યાં હરેક જાતની મચ્છરદાનીઓ તૈયાર મળે છે તથા ઓર્ડર મુજબ બનાવવામાં આવે છે.




કોટીંગ, શર્ટીંગ, તથા ઇસ્ટ આફ્રિકાના બરના

ગુમાલ્યા, ભરા, મસ્કતી, વિ. માલ

અમારે ત્યાં મળશે

જરી કામને લગતો હરેક માલ કિફાયત ભાવે મળશે.

બ્રાંચ **હુસેન બ્રધર્સ** ટે. એડ્રેસ તાજ

પી. બો. બોક્સ ૨૮૪ કંપાળા (યુગાન્ડા) બ્રિ. ઇ. આફ્રિકા

હેડ ઓફિસ :

**અલીભાઈ તાજભાઈ કિનખાબવાલા.**

મોટી ઘડિયાલ પાસે. સુરત.